# પરબ

**ગુજરાતી સાહિત્ય પરિષદના સભ્યપદ અને ‘પરબ’ના લવાજમ અંગે :**

- ‘પરબ’ દર મહિનાની દસમી તારીખે પ્રકાશિત થાય છે.
- ‘પરબ’ના ગ્રાહક તથા પરિષદના સભ્ય વર્ષમાં ગમે ત્યારે થઈ શકાય છે.
- ‘પરબ’નું વાર્ષિક લવાજમ _ ૧૫૦ છે.
- વિદ્યાર્થીઓ માટે ‘પરબ’નું વાર્ષિક લવાજમ _ ૭૫ છે. સાથે પ્રમાણપત્ર બીડવું.
- ગુજરાતી સાહિત્ય પરિષદના વાર્ષિક તેમજ આજીવન સભ્યપદના શુલ્કમાં ‘પરબ’ના લવાજમનો સમાવેશ થઈ જાય છે.
- પરિષદના વાર્ષિક વ્યક્તિગત સભ્યપદનું શુલ્ક _ ૨૦૦ તથા સંસ્થાગત સભ્યપદનું શુલ્ક _ ૩૦૦ છે. સભ્ય થવા ઈચ્છનારે પરિષદના નિયત ફૉર્મમાં અરજી કરવાની રહેશે.
- પરિષદના આજીવન સભ્યપદનું શુલ્ક _ ૨,૦૦૦ છે તથા સંસ્થા આજીવન સભ્ય ફી _ ૩,૦૦૦ છે. (વિદેશવાસીઓ માટે ૭૫ પાઉન્ડ અથવા ૧૩૦ ડૉલર.)
- ‘પરબ’ લવાજમ તથા પરિષદ સભ્યપદ શુલ્કની રકમ મનીઑર્ડર અથવા ડિમાન્ડ ડ્રાફ્ટથી ‘ગુજરાતી સાહિત્ય પરિષદ’ના નામે જ મોકલવી.

**લેખકોને :**

- ‘પરબ’માં પ્રગટ થતાં લખાણોમાંના વિચાર-અભિપ્રાયની જવાબદારી જે તે લેખકની રહે છે.
- લેખકોએ પોતાનું લખાણ ફૂલ્સકેપ અથવા A4 સાઇઝના કાગળની એક બાજુએ, સુવાચ્ય અક્ષરે લખી મોકલવું. પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ કે ચબરખીઓમાં કૃતિ મોકલવી નહીં. પ્રત્યેક કૃતિ નીચે પૂરું સરનામું લખવું તથા એક નકલ પોતાની પાસે રાખીને જ કૃતિઓ મોકલવા વિનંતી.
- **સ્વીકૃત કૃતિની જાણ કરાશે. ટપાલ-ટિકિટો ચોંટાડેલું કવર મોકલ્યું હશે તો અસ્વીકૃત કૃતિ પરત કરવામાં આવશે, અન્યથા કૃતિ અસ્વીકૃત ગણવી. પોસ્ટકાર્ડ મોકલ્યું હશે તો અસ્વીકૃતિની જાણ કરાશે.**
- **પત્રવ્યવહારનું સરનામું :** તંત્રી, ‘પરબ’, ગુજરાતી સાહિત્ય પરિષદ (પ્રકાશન વિભાગ), ગોવર્ધનભવન, આશ્રમમાર્ગ, ‘ટાઇમ્સ’ પાછળ, નદીકિનારે, પો.બૉ. ૪૦૬૦, અમદાવાદ ૩૮૦૦૦૯

**‘પરબ’ સંવર્ધક : ગુજરાત સ્ટેટ ફર્ટિલાઇઝર્સ ઍન્ડ કેમિકલ્સ લિ., વડોદરા**

E-mail : gspamd@vsnl.net ફોન અને ફૅક્સ : ૨૬૫૮૭૯૪૭
Web-site : www.gujaratisahityaparishad.org
www.gujaratisahityaparishad.com

*ISSNO250-9747* **પરબ** છૂટક કિં. _ ૨૦/-

માલિક : ગુજરાતી સાહિત્ય પરિષદ વતી મુદ્રક અને પ્રકાશક : **ઉષા ઉપાધ્યાય** (પ્રકાશનમંત્રી), ગોવર્ધનભવન, આશ્રમમાર્ગ, ગુજરાતી સાહિત્ય પરિષદ માર્ગ, અમદાવાદ ૩૮૦૦૦૯ ☐ તંત્રી : યોગેશ જોષી ☐ મુદ્રણસ્થાન : **શારદા મુદ્રણાલય**, ૨૦૧, તિલકરાજ, પંચવટી પહેલી લેન, આંબાવાડી, અમદાવાદ-૩૮૦૦૦૬ ☐ ૨૬૫૬૪૨૭૯

વર્ષ : ૧૧ ડિસેમ્બર : ૨૦૧૬ અંક : ૬

## અ નુ ક્ર મ

# કવિતા

## બે કાવ્યો | રવીન્દ્ર પારેખ

### ૧. બા

કેટલે વખતે આજે તું હોઠે આવી છે
ગમે તેને તો 'બા' કહેવાય નહીં
એટલે તું ગઈ પછી એ શબ્દ જ ગયો
મારા શબ્દકોશમાંથી.
મારે પણ તને ઘરડાંઘરમાં મૂકવી હતી
કારણ તેં મને ઘોડિયાંઘરમાં મૂક્યો હતો
પણ મને તક મળે તે પહેલાં જ
તું તો ઘરમાં અજવાળું કરીને
હાર પહેરાવેલી ભીંત વચ્ચે ગોઠવાઈ ગઈ
ને મારી તો મનની મનમાં જ રહી ગઈ
આટલા બધા દીકરાઓ ઘરડાઘરમાં
મૂકી આવતા હોય
ને હું જ રહી જાઉં તે તો ચાલે જ કેમ ?
તારે ઘરડાંઘરમાં ન જવું હોય તો નહીં મોકલું,
પણ તું પાછી આવ
મારાં આંસુ તું રડી લેતી હતી
તે હવે થતું નથી એટલે
આંસુઓ એટલાં વધી પડ્યાં છે કે
આંખો વરસતી જ રહે છે
મને હસતાં આવડતું નો'તું
તોય લોકો મને હસમુખો કહેતા
એ બિચારા શું જાણે કે મારા ચહેરા પરથી
તું જ તો હાસ્ય થઈને પ્રગટતી રહેતી હતી
મારા પગ થાકતા હતા ત્યારે
ય દોડ્યો તો હું જ છું
પણ પગલાં તારાં પડ્યાં છે
કોઈ ભારે વસ્તુ ઊંચકવાની આવે છે તો

આજેય આજુબાજુ જોવાઈ જાય છે
એ આશાએ કે ક્યાંકથી તારા હાથ
આવી ભરાશે મારા હાથમાં
તારી છાતી બેસી જતી હોય
પણ ધબકવાનું મારે હોય તો શ્વાસ થવામાં
તું કદી આળસાઈ નથી
મારામાં વિચાર થઈને તું જ તો પ્રગટે છે હજી.
તારે ખૂબ જીવવું હતું તે જાણું છું હું,
એટલે જ તો તને જીવવા દીધી મારામાં
હવે તો હું પોતે ગુજરી જવા જેવો થયો છું
તું મને થોડું મારું જીવવા દઈશ, બા ?

## ૨. ફોટો

મારો એક ફોટો હતો
બ્લૅક ઍન્ડ વ્હાઇટ
બાપુજી મને કોણીથી વાળેલા હાથ પર
લઈને ઊભા હતા
મેં ગુંબજ જેવો ખાખી ટોપો પહેર્યો હતો
બાપુજીને માથે કાળી ટોપી હતી
ને કફલીન્ગ્સવાળા ખમીસ પર કાળો કોટ...
તે પછીનો મારો એક ફોટો તે
અડધી બાંયનાં સફેદ ખમીસ ને ખાખી પેન્ટનો
મને નેતરની ખુરશી પકડાવીને ઊભો રખાયેલો
કાળા બૂટ અને સફેદ મોજાં પહેરેલો
એ ફોટો પણ બ્લૅક ઍન્ડ વ્હાઇટ
એમાંથી છલાંગ મારીને
હું બંને હાથે
ડિગ્રી સર્ટિફિકેટ પકડીને
ઊભો રહી જાઉં છું
બૌદ્ધિક ચશ્માં પહેરીને
બીજા એક બ્લૅક ઍન્ડ વ્હાઇટ ફોટામાં
મારી પત્નીનો સેલુ પહેરેલો ફોટો
ઊજળો દેખાય છે તે તેના મીંઢળને કારણે

બાજુમાં હું શૂટબૂટ પહેરેલો
ઊભો છું બ્લૅક ઍન્ડ વ્હાઇટ સ્માઈલ સાથે...
–ને આ ફોટામાં મારા દીકરાને
કોણી આગળથી વાળેલા હાથ પર
બેસાડીને ઊભો છું
મને મારામાં બાપુજી ઊભા રહેલા દેખાય છે
હા, આ ફોટો એકદમ રંગીન...

## એક જબરી તાણ | હરીશ ધોબી

રોજનું છે મારે આ કમઠાણ માલિક
ક્યાંક હું ખોઈ ન બેસું પ્રાણ માલિક.

આ અજાણ્યા મુલ્કમાં સાચું કહું તો
માત્ર છે તારી જ બસ ઓળખાણ માલિક.

ઊતર્યો છું જંગમાં તારા ભરોસે
ચોતરફ વરસી રહ્યાં છે બાણ માલિક.

જો કહેવત ક્યાંક એ સાચી પડે ના
વિશ્વાસે ડૂબી ગયાં છે વ્હાણ માલિક.

હિમ્મતે-મર્દા ને મદદે ખુદ રહ્યો છું
ક્યાંય ના વરતાઈ તારી આણ માલિક.

માર્ગ દેખાતો નથી કોઈ અત્યારે
અનુભવું છું એક જબરી તાણ માલિક.

ક્યાં રહે છે તારું હમણાં ધ્યાન સઘળું
આ તને છેલ્લી કરું છું જાણ માલિક.

## ત્રણ હાઇકુ | ગિરિમા ઘારેખાન

(૧)
નીરખે ચંદ્ર
ટુકડા સૂરજના
વહેતા જળે

(૨)
છે પતંગિયું
કે ઊડે છે રંગોળી ?
મારા બગીચે

(૩)
ટગલી ડાળે
બેઠી ચકલી; તાકે
આકાશ ભણી

## ત્રણ ગઝલ | અનંત રાઠોડ 'અનંત'

(૧)

લીલુંછમ સાવ કૂણું પાંદડું તોડ્યાની આખી વાત મેં સૌ ઝાડથી છુપાવી છે
ને ગમતું એક પંખી બાનમાં રાખ્યાની આખી વાત મેં સૌ ઝાડથી છુપાવી છે.

ઘણાયે વ્હાલથી જ્યાં વૃક્ષને વાવ્યાં હતાં, પાણીય સીંચ્યું, એ જ ઉપવનમાં પછી
બહુ ઠંડા દિલે દીવાસળી ચાંપ્યાની આખી વાત મેં સૌ ઝાડથી છુપાવી છે.

મને પૂછી રહ્યાં છે પર્ણ, ફૂલો, ડાળખી આ સ્તબ્ધતાનો અર્થ ને હું ચૂપ છું
કુહાડીનું ઘરે મ્હેમાન થઈ આવ્યાની આખી વાત મેં સૌ ઝાડથી છુપાવી છે.

બધાં વૃક્ષો કનેથી બંધ આંખે નીકળ્યો છું, કોઈથી મેં આંખ મિલાવી નથી,
આ મારી આંખમાં એક ઝાડવું ઊગ્યાની આખી વાત મેં સૌ ઝાડથી છુપાવી છે.

(૨)

કશા કારણ વગર આખા નગરમાં ચોતરફ આ
સ્તબ્ધતાનો સ્તંભ એ ખોડી અને ચાલ્યું ગયું છે ક્યાંક.
નગરનું એક જણ રસ્તો, પવન, અજવાસ, ભરચક સાંજે
ને આવું બધું ચોરી અને ચાલ્યું ગયું છે ક્યાંક.

મને વહેલી સવારે એ નદીકાંઠે કોઈ બિનવારસી પેટીમાં
મૂકેલી દશામાં હાથ લાગેલી;
ન જાણે કોણ પેલે પારથી નવજાત બાળકના સમી તારી
પ્રતીક્ષા પાણીમાં છોડી અને ચાલ્યું ગયું છે ક્યાંક.

હજુ સ્યાહી, કલમ, કાગળ અને રંગો બધુંયે છે અહીં અકબંધ,
કોઈ પણ પછી અડક્યું નથી એને;
બહુ સ્હેલાઈથી એક જણ મને જાણીબૂજીને સાવ અર્ધો
ચિત્રમાં દોરી અને ચાલ્યું ગયું છે ક્યાંક.

સવારે મૂળથી એને ઉખેડીને હું ફેંકી દઉં ને સાંજે તો
ફરી એ ત્યાં જ ઊગી જાય છે પાછું;
ગયા ભવનું કોઈ વેરી અજંપાનું લીલુંછમ ઝાડ મારા
આંગણે રોપી અને ચાલ્યું ગયું છે ક્યાંક.

(૩)

મને હાથમાં લઈને બાળકની જેમ જ રમે છે ને ભાંગીને ભુક્કો કરે છે,
પછી યાદ આવું છું ત્યારે ફરીથી એ જ્યાંત્યાંથી વીણીને ભેગો કરે છે.

મને સાંજ દરરોજ જાદુગરીની અનોખી કરામત બતાવે છે સાંભળ,
પ્રથમ એક ટુકડો સ્મરણનો એ લે છે પછી એ જ ટુકડાનો ઢૂમો કરે છે.

નગરની આ રોનકને આંખોમાં આંજી ને છાતીમાં કાળી તરસને ઉછેરી,
અમારી ગલીના વળાંકે ઊભી રહી ખુશીની ક્ષણો રોજ ધંધો કરે છે.

હું ઊભો છું વર્ષોવરસથી અહીં એક મોંઘી જણસ કોઈની સાચવીને,
કોઈ વનમાં વર્ષોવરસથી ગયું છે ને માયાવી મૃગનો એ પીછો કરે છે.

જે તણખાની વાતો કરે છે સતત એમણે કૈં જ કીધું નથી મેં હજુ પણ,
હું છોડીને આવ્યો છું એવા નગરને, હવા પણ જ્યાં આવીને દીવો કરે છે.

## ઈશ્વરની સાથે | સાહિલ

ઈશ્વરની સાથે આપણો ચોખ્ખો હિસાબ છે
અવતાર ક્યાં અમસ્તો કહો લાજવાબ છે.

હું વાર ઝીલતો રહું – ને તું કર્યા કરે,
છું હુંયે કામિયાબ તુંયે કામિયાબ છે.

દેવો જવાબ આંખ મિલાવીને આંખથી
આ વિશ્વની નજરમાં બડો ઇન્કિલાબ છે.

આ શહેરને સમસ્યા પીડે સ્થાન-ફેરની
ચહેરાની બદલે સહુની સમજ પર નકાબ છે.

'સાહિલ' છતાં ખુલાસા અધૂરા રહ્યા ઘણા
નહિતર સવાલ મારા છે, મારા જવાબ છે.

# ત્રણ કાવ્યો | ભરત પાઠક 'ભભાઈ'

## ૧. મ્હેકનું ગાન

[છંદ : કામદા]

ફૂલ શું કશું ફૂટતું ગયું,
ખૂલતું રહ્યું, ખીલતું રહ્યું;
પ્હો થતાં થતાં રાન આખુંયે
પાંગરી રહ્યું, મ્હેકતું ગયું !

વાંસઝુંડની સોંસરું જતી
મ્હેક આખીયે વાંસ વાંસ થૈ,
સૂર સૂર થૈ, બાવરી બની,
રાનમાં ભમે ગાન ગાન થૈ !

ગાનના લયે પર્ણ મર્મરે,
પંખીઓ ઝૂરે, બાવરાં બને.
તાલ ઝીલતાં, પાંખ વીંઝતાં,
આભમાં ઊડે, નીલમાં ભળે.

નીલ ઝાંયમાં, ગાન સંગમાં,
તારકો ઘૂમે, રાસમાં રમે.
વિશ્વ નર્તતું ગુંજતું રહ્યું,
સૂર શું કશું મ્હેકતું રહ્યું.

## ૨. અંધારું

અંધારું ધરણીનો સૂર ભાઈ, સૂણી જો,
અંધારું કણકણ કલશોર... ૧

અંધારું મઘમઘતી સીમ ભાઈ, સૂંઘી જો,
અંધારું વગડાનો છોડ.... ૨

અંધારું કોરું નક્કોર ભાઈ, અડી જો,
અંધારું કાળ તણી કોર... ૩

અંધારું સૃષ્ટિનો પ્રાણ ભાઈ, ખમી જો,
અંધારું ધબકતું જોર... ૪

અંધારું વ્હાલપની ઝીંક ભાઈ, ઝીલી જો,
અંધારું આતમની મ્હોર... ૫

અંધારું એક ને અનોખું, ઓ ભાઈ એની
જડવી ના ક્યાંયે જોડ... ૬

અજવાળે તો સૌ પોરવે, લ્યા ભાઈ તું
અંધારે મોતીડાં પોર... ૭

## ૩. શબ્દનું સ્વાગત

શબ્દ ક્યારે આવશે એ કલમને પૂછો નહીં
સ્યાહીને પૂછો નહીં; દાવાતને પૂછો નહીં.

રાહ જુઓ, આવવા દ્યો, શાંત બેસો, આવકારો
તેય પણ બસ મૌનથી – ’ને આંખને લૂછો નહીં.

ક્યાં ક્યાંયથી આવ્યા હશે એ પંથથી થાક્યા હશે,
ચરણ હળવેથી પખાળો સાફ અંગૂછો લહી.

ભાવથી ભોજન જમાડો, હેતથી સૂણો વીતક,
સાવ સરવે કાન – સામેથી કશું પૂછો નહીં.

જે લઈ આવ્યા હશે સંદેશ પૂરો સાંભળી,
લ્યો લખી અકબંધ, મર્મો છો બધા બૂઝો નહીં.

જો ગઝલ આવી હશે તો આ કલમ ઝરતી થશે,
આંખ પણ વહેતી હશે – એ લેશ પણ લૂજો નહીં.

કીટલી પરથી ‘ભગત’ જો તે પળે આવી ચડે,
ચ્હા ધરો - પણ “કેમ લાગી” એ કશું પૂછો નહીં.

વાર્તા

# જૂની સિતારનો સોદો

**■ પ્રવીણસિંહ ચાવડા ■**

કમ્પાઉન્ડમાં દાખલ થયા ત્યારે, ગેટ પાસે, કંઈક સ્વરો સંભળાયા હતા ખરા, પણ એ તરફ ખાસ ધ્યાન આપ્યું નહોતું. રજાનો દિવસ અને સવારનો પહોર : ઘેરઘેર રેડિયો કે ટેપ વાગતાં હોય. બારણામાં જઈને ઊભો રહ્યો ત્યારે પેલો સ્વર જુદો પડીને સંભળાયો એટલું જ નહીં, દેખાયો : બેઠકરૂમની વચ્ચોવચ ફરશ પર પલાંઠી વાળીને બેઠેલો ભદ્ર પુરુષ. આંખો બંધ. ખોળામાં સિતાર.

શૈલાને થયું, પપ્પાએ લાવીને મને કેવી દુનિયામાં ઊભી કરી !

પપ્પાની કંપનીની આ મજા હતી. રવિવારે સવારે, મમ્મી કહેતી એમ કામધંધો નહીં, ફેંદાયેલા વાળ સાથે કંઈક ગણગણતા ઘરના આ છેડેથી પેલા છેડે આંટા મારતા હોય, એમાં વચ્ચે અચાનક હાકલ ઊઠે, 'બકુડી, શું કરે છે તું ?'

બકુડી બીજું શું કરતી હોય ? વાંચતી હોય. એસ.એસ.સી.ના કપરા વર્ષમાં હતી. એને એક જ કામ હોય.

પરંતુ પપ્પાને એ કરતાં વધારે સારું અને સર્વથા ઉપયોગી કામ સૂઝ્યું હોય, 'હેંડ, ક્યાંક જઈએ.'

મમ્મી-પપ્પાની જુગલબંધી અદ્‌ભુત હતી. એકની ધડાધડીની સામે બીજીની સારંગી વિલાપ કરવા લાગે. અરેરે ! તમે આ શું માંડ્યું છે ! બીજો માબાપને જુઓ. બિચારો કેટલું ટેન્શન કરે ! છોકરું ભણતું હોય એને સાચવે, પોતે ઉજાગરા કરે; એક જ રટણ હોય કે એને ભણવા દો, ડિસ્ટર્બ ના કરો, જ્યારે તમને તો –

મમ્મીની વાત સો ટકા સાચી. એનું ખંડન કઈ દલીલોથી થઈ શકે ? તેથી, ડાહ્યા માણસે એવો પ્રયત્ન કરવો નહીં. હોઠ પર આંગળી મૂકી દેવી. ચૂપ ! મહાસત્તા સામે મસ્તક ઝુકાવી દેવું. સાચા અને સારા માણસોને માન આપવું.

પછી આપણે કરતા હોઈએ તે કરવું.

ઝટઝટ નાહી, માથું હોળ્યું - ન હોળ્યું અને અવિકસિત માનસ ધરાવતી સ્ત્રીને બબળાટ કરતી મૂકીને બંને નાસે.

'બોલ, ક્યાં જવું છે ?' એવું કોઈ વાર પૂછે ખરા, પણ પ્રશ્ન તદ્દન ઔપચારિક

હોય. માણેકચોકની શાકમારકીટ, નદીના પટમાં ભરાતી ગુજરી, કોઈ સાંકડી ગલીના ખૂણામાં આવેલી મદ્રાસી હોટેલ. આખા એક રૂપિયામાં અહીં ઢોંસો ખાધો છે, સંભાર-ચટણી અનલિમિટેડ, તું માનીશ ?

એ બજાર, એ ગલીઓ – છોકરી માટે માનવા - ન માનવાની પેલે પારની સૃષ્ટિ હતી; વાસ્તવિક ઓછી અને કાલ્પનિક વધારે. કોઈ ફિલ્મના શૂટિંગ માટે બનાવી હોય એવી નગરી. કાર્ડબોર્ડનાં મકાનો ઊભાં કરી એમાં સ્ત્રીપુરુષોને રમતાં મૂકી દીધાં હતાં.

ભ્રમણ માટે દૂર જવું જ પડે તે અનિવાર્ય નહોતું; પ્રવાસ ઘરથી પાંચ-સાત મિનિટના અંતરે પણ પૂરો થઈ શકે.

‘પેલી બારી દેખાય છે તે જોઈ ?’

‘જોઈ.’

‘ત્યાં આપણો એક ફ્રેન્ડ રહે છે. મળીશું ને ?’

‘ફ્રેન્ડ’ એવો નરવો શબ્દ સામાન્ય ગણાય, તેથી ક્યારેક પર્યાયો આપતા ! વિચિત્ર પ્રાણી. ભેદી આત્મા.

તને જોઈને ગાંડો થઈ જશે.

જોકે, આજે જેમના ઘેર છાપો મારવાનો હતો તે મિત્ર માટે કોઈ પર્યાય કે વિશેષણનો ઉપયોગ ન થયો. આટલો જ પરિચય આપવામાં આવ્યો : રાવસાહેબ બૅન્કમાં ઑફિસર હતા. થોડા મહિના પહેલાં જ નિવૃત્ત થયા હતા. બૅન્કની નોકરી, પણ હતા અભ્યાસુ માણસ. કાયદામાં પીએચ.ડી. કર્યું હતું. મૂળ આંધ્રપ્રદેશના, નામ ઘણું અટપટું હતું. મુંબઈમાં મોટા થયા હતા અને પરણ્યા ગુજરાતણને; એમાં વળી છેલ્લાં પંદરેક વર્ષ નોકરી અમદાવાદમાં કરી. પરિણામે, પૂરા ગુજરાતી બની ગયા હતા.

પપ્પાના મિત્ર નહીં, વડીલમિત્ર. સાંજે બગીચામાં વૉક માટે જતા ત્યાં પરિચય થયો હતો.

પાત્રાલેખનમાં સિતારનો ઉલ્લેખ નહોતો થયો કારણ કે પપ્પા એ વિશે જાણતા નહોતા. એમને માટે પણ સંગીતનું વાદ્ય તે દિવસે સરપ્રાઇઝ તરીકે આવ્યું હતું.

*

બારણામાં પડછાયો પડ્યો તેથી કલાકારની એકાગ્રતાનો ભંગ થયો. બારણામાં ઊભેલા આકારોને થોડી વાર ધૂંધળી આંખે જોઈ રહ્યા. આંગળીઓ તાર પર ધીમે ધીમે ફરતી રહી.

‘હવે બંધ કરો તમારું સાંબેલું !’

‘ના, ના, અંકલ; બંધ નહીં કરતા –’

આમ તો શૈલા થોડી શરમાળ હતી. વડીલોની વાતોમાં વચ્ચે બોલતી નહીં. એમની દુનિયા જુદી, ભાષા જુદી. થોડું સમજાય, થોડું ન સમજાય. છોકરીનો સંકોચ દૂર કરવા કોઈ વડીલ એની સાથે વાત કરવાનો પ્રયત્ન કરે, પૂછવા ખાતર કંઈક પૂછે તો ટૂંકા ઉત્તર આપતી; શક્ય હોય તો માત્ર ડોકી હલાવીને ચલાવી લેતી.

પરંતુ આજે એનાથી બોલાઈ ગયું – બંધ ન કરો; ચાલુ રાખો !

સંગીતકારનો પ્રતિભાવ પણ અણધાર્યો હતો. એ કંઈ સાધારણ મનુષ્ય નહોતા કે સાદી ભાષા બોલે. એ તો કલાકાર; એમના હૃદયપ્રદેશમાં શુંયે ચાલતું હોય. સિતાર ખોળામાં રહી, આંખોમાં જલબિંદુઓ ચમકવા લાગ્યાં અને હાથ જોડીને બોલ્યા, ‘સવારના શુભ મુહૂર્તમાં મારે દ્વારે કોણ પધાર્યું છે – સાક્ષાત્ સંગીતનાં દેવી ?’

પંદર વર્ષની છોકરી. ઉતાવળે નાહીને નીકળી હતી. ભીના કેશ છૂટા હતા. સવારનો સૂર્ય એની પીઠ પાછળ હતો; તેજથી આવૃત્ત કરી દીધી હશે. રમૂજ માટે ઉપયોગમાં લઈ શકાય એવું દૃશ્ય રચાયું હશે.

અંદરથી ગૃહિણી આવ્યાં. પપ્પા એ ઘેર ઘણી વાર જતા હશે પણ દીકરીને પહેલી વાર જોઈ તેથી પતિ-પત્ની બંને ખુશ થઈ ગયાં. શું ભણે છે, કઈ સ્કૂલમાં, અરે વાહ, કૉલેજમાં કઈ લાઇન લેવાનું વિચાર્યું છે ?

તમારી દીકરી તો પરી જેવી છે, કાર્તિકભાઈ !

બારણામાં ઊભી હતી, સૂર્યપ્રકાશથી મઢાયેલી, તે સંગીતની દેવી હતી; હવે એ અમુક સ્કૂલમાં અમુક ધોરણમાં ભણતી વિદ્યાર્થિની બની. છતાં, અગાઉનું ચિત્ર રાવસાહેબના ચિત્તમાંથી ભૂંસાતું નહીં હોય; તેથી એમણે કહ્યું, ‘સંગીતમાં કેવી શક્તિ હોય છે તે તમે જુઓ, કાર્તિકભાઈ. મને સિતાર આવડતી નથી, એને સ્પર્શ કરવાની પૂરી પાત્રતા મેળવી નથી, અને છતાં સવાર સવારના અણઘડ બાળક રમત કરવા બેઠો તો તત્ક્ષણ એને ફળ મળ્યું !’

આખી જિંદગી બૅંકમાં યાંત્રિક રીતે કામ કરનાર માણસ નિવૃત્ત થતાની સાથે સિતાર હાથમાં લે ? પપ્પાનું આશ્ચર્ય શમતું નહોતું. એમણે ઉપરાઉપરી અનેક પ્રશ્નો પૂછી નાખ્યા. એમના પ્રશ્નોમાં રમૂજ નહોતી પણ રાવસાહેબના ઉત્તરો ઉડાઉ હતા. ઠીક છે, ભાઈ. ટાઇમપાસ માટે કંઈક તો જોઈએ ને ? કોઈ ભ્રમ નથી, પાકે ઘડે કાંઠા ચડવાના નથી એ જાણું છું, પણ –’

એમનું બાળપણ મુંબઈની એક ચાલીમાં વીત્યું હતું. શિક્ષક પિતા પાસે પુત્રને આપવા માટે અન્ય કશું હતું નહીં, તેથી નાનકડા ઘરની સંકડાશમાં સંગીતને પ્રવેશ મળ્યો હતો. છોકરો નાનો હતો ત્યારથી છેક કૉલેજ સુધી રોજ રાત્રે, સ્કૂલનું ગૃહકાર્ય કરી, બે માઈલ ચાલીને એક મરાઠી ગૃહસ્થના ઘેર સિતાર શીખવા જતો.

‘તો એ છૂટી કેમ ગઈ ?’

‘અદ્‌ભુત પ્રશ્ન. સારી વસ્તુ પ્રાપ્ત થાય, સ્વપ્રયત્ને કે કોઈની કૃપાથી, તે જતી કેમ રહે ? છૂટે શા માટે ? અરે ભાઈ, જીવનમાં કલા એ જ એકમાત્ર સત્ય નથી; બીજું પણ ઘણું હોય છે. પિતાનું મૃત્યુ થયું, નોકરી મળી, સાંસારિક જવાબદારીઓ આવી, એમાં સિતાર ક્યારે છૂટી ગઈ એની ખબર જ ન પડી.’

છૂટી, તે પૂરાં છત્રીસ વર્ષ પછી પાછી આવી હતી.

*

‘નવી લાવ્યા ? કેટલામાં પડી ? આની દુકાનો ક્યાં હશે ?’

આટલું પૂછ્યા પછી પપ્પાએ પોતાની મર્યાદાનો સ્વીકાર કર્યો, ‘આપણી પાસે અમુક વિષયોનું ઊંડું જ્ઞાન. બૂટ-ચંપલ ક્યાં મળે, હોટેલો-રેસ્ટોરાં કે રેડીમેડ કપડાંની દુકાનો ક્યાં હોય તેની પાકી ઇન્ફર્મેશન, પણ સંગીતનું બજાર... આપણા માટે જરીક...’

‘સિતાર નવી નહીં, જૂની છે. નવી લેવી હોય તો મુંબઈ જવું પડે. જોકે, મુંબઈમાં માત્ર એની દુકાનો; સિતારના ઉત્તમ કારીગરો યુ.પી. અને કલકત્તામાં.’

‘નવી કેટલામાં પડે લગભગ ?’

‘આઠ-દસ હજાર.’

‘તો નવી જ લેવી હતી ને, સાહેબ ! દસ હજાર વધારે ન કહેવાય. અને, મુંબઈ સુધી લાંબા થવાનો કંટાળો હતો તો ભેળો મને લઈ જવો હતો. સિતાર ઉપાડીને મજૂર ફર્યા કરત તમારી પાછળ-પાછળ.’

‘આ સારી કન્ડિશનમાં છે અને ઘણી સસ્તામાં મળી ગઈ.’

‘કેટલામાં ?’

રાવસાહેબના ચિત્તમાં કંઈક જુદું જ ચાલતું હતું, ‘એક નિયમ છે, કાર્તિકભાઈ.’

‘કેવો નિયમ ?’

‘સાચી ઝંખના હોય કશાકની, તો તે વસ્તુ સામેથી આવીને મળે. મુંબઈ જવું, કલકત્તા કોઈની મારફત તપાસ કરાવવી, એવું વિચારતો હતો ત્યાં લૉ-ગાર્ડન પાસે એક સંબંધી મળ્યા અને વાતવાતમાં કહે કે એક જણને સિતાર કાઢી નાખવાની છે; કોઈ ગરાગ હોય તો કહેજો !’

પૂરી તન્મયતાથી સાંભળી રહેલી છોકરીને હવે વિશેષ રસ પડ્યો. એના મનમાં એક પ્રશ્ન ઊઠ્યો.

‘મેં કહ્યું, ગરાગ તમારી સામે જ ઊભો છે ! બેસી જાઓ રિક્શામાં. આજનું કાલ ન કરાય. બીજો કોઈ આપણા કરતાં વહેલો જાગે તો ? શહેરની અંદર સાંકડા રસ્તા, ગલીઓમાં ગલીઓ. પછી તો એવો વિકટ પ્રદેશ આવ્યો કે રિક્શા પણ ન

જઈ શકે. ગલીના નાકે રિક્શા છોડીને ચાલતા જવું પડ્યું.'

રાવસાહેબ પાસે અદ્ભુત વર્ણનશક્તિ હતી. ખરીદનાર અને વેચનાર એ બે પાર્ટીનું મિલન થયું તે પ્રસંગને એમણે જીવતો કરી દીધો. પશ્ચાદ્ભૂનું વર્ણન કર્યું, ઓછા મહત્ત્વના છતાં રસ પડે એવા એક પાત્રને સ્ટેજ પર લાવ્યા, એના મુખમાં ટૂંકા પણ વેધક સંવાદો મૂક્યા.

લાકડાનો સાંકડો દાદર. એનાં કપરાં ચઢાણ. દોરડું પકડીને ચઢવાનું, પહાડખેડુની જેમ. ત્રીજે માળે ગયા તો મેડી ખાલી. કોઈ દેખાયું જ નહીં. ભેંકાર લાગે. ખૂણામાં ભાંગ્યાંતૂટ્યાં ટેબલખુરશી, તૂટેલી ખાટલી. આ કેવી જગ્યાએ આવી ગયા ? અહીં કોઈ રહેતું હશે કે નહીં ? કંઈ-કેટલાય ખોંખારા ખાધા, બારણાની સાંકળ ખખડાવી ત્યારે – કોઈ અવાજ નહીં અને સીધું જ માણસ પ્રગટ થયું, જાણે હવામાંથી ! ગાઉન જેવું મેલું વસ્ત્ર, ઉંમર ચાલીસ-બેતાલીસ જેવી હશે, વધારે નહીં, પણ ગાલનાં-ખભાનાં હાડકાં દેખાય. પીળા પડી ગયેલી ચામડી, ટૂંકા બરછટ વાળ, ફાટેલી આંખો...

મિનિટોમાં સોદો પતી ગયો. લાંબી ચર્ચા નહીં. મુલાકાતનો હેતુ જાણ્યો એટલે પેલી સ્ત્રી અંદર ગઈ અને વેચવાનો દાગીનો લાવી. લઈ જાઓ. ખરીદનારે હાથમાં લઈ, આમતેમ જોઈ, તાર પર આંગળી ફેરવી અને સંતોષ વ્યક્ત કર્યો. પછી કિંમતનો મુદ્દો આવ્યો. લેનારને તો ઇચ્છિત વસ્તુ આટલી સહેલાઈથી મળી તેની ખુશી હતી. એનું મન ખુલ્લું હતું. વાજબી કિંમત આપવાની તૈયારી હતી.

આંકડો પાડ્યો, 'ત્રણ હજાર ?'

'ભલે; લઈ જાઓ.'

ખરેખર તો અહીં સોદો પૂરો થયો ગણાય. ખરીદનારે ખિસ્સામાંથી પાકીટ કાઢ્યું, ત્યાં એનું ધ્યાન સ્ત્રીના ચહેરા તરફ ગયું. હોઠ ધ્રૂજતા હતા. પાકીટ હાથમાં રહ્યું અને ચહેરા પરનાં સ્પંદનોનું સૂક્ષ્મ સંગીત એ સાંભળી રહ્યા.

હળવેથી પૂછ્યું, 'કેમ ?'

'તમે કહી તે કિંમત બરોબર છે.'

'તો પછી ?'

'થોડા વધારે આપો તો સારું. મારે... જરૂર છે.'

પાંચ હજાર આપ્યા. હાથમાંની નોટો સામે જોતી સ્ત્રી ઊભી રહી. મુલાકાતીઓ વિદાય લઈને ચાલ્યા ત્યારે પણ એમની સામે જોયું નહીં.

*

રાત્રે બત્તી બંધ કરીને સૂતી ત્યારે પેલો પ્રશ્ન વધારે આગ્રહી બનીને વાગવા લાગ્યો : એ સ્ત્રીએ સિતાર કેમ વેચી હશે ?

સોદો હતો; એમાં બે પક્ષ હોય : એક લેનાર અને બીજો વેચનાર. લેનાર વિશે તો ઘણું જાણવા મળ્યું. બૅંકની નોકરી, મોટું બે માળનું ઘર, પુત્ર-પુત્રી પરણાવેલાં. નાનપણથી સંગીતની લગન હતી. સંજોગવશાત્ એક તબક્કે સિતાર જતી રહી હતી તે મોડેમોડે પણ પાછી આવી અને એમના જીવનમાં સૌંદર્યતત્ત્વનું પુનઃ પ્રાકટ્ય થયું. એમને પ્રત્યક્ષ જોયા પણ ખરા. ચહેરા પર પ્રસન્નતા હતી, આંખોમાં અમી. નખશિખ કલાકારનું જ વ્યક્તિત્વ હતું.

બધું સાચું, પણ આ તો અડધો જ ભાગ થયો; બાકીના અડધાનું શું ?

સંગીતનો વિષય, તેથી શૈલાને ગ્રામોફોનની રેકર્ડનો વિચાર આવ્યો. એની એક બાજુ વાગી, સારી રીતે વાગી, અપાર્થિવ રાગરાગિણી નીકળ્યાં, શ્રોતાઓને ડોલાવી દીધા –

હવે, રાત્રિના અંધકારમાં રેકર્ડને ઉલટાવીને મૂકી. છોકરી ઘણું મથી, સમગ્ર ચેતનાને કેન્દ્રિત કરીને સાંભળવાનો પ્રયત્ન કર્યો પણ ઘસાયેલી રેકર્ડ અને તૂટેલી પિન – જે થોડું સંભળાયું એને સંગીત ગણી શકાય નહીં. લઈ જાઓ... લઈ જાઓ... થોડા રૂપિયા વધારે આપો... તો સારું....

□

# બચાડા જીવ

## ■ જિતેન્દ્ર પટેલ ■

‘આ મકાન ભાડે આપવાનું છે.’ એ પાટિયું તો એણે ક્યારનું ઉતરાવી દીધું હતું. એમાં ‘ભાડે’ને બદલે ‘વાપરવા’ જેટલો એક જ શબ્દનો સુધારો કરવાનો બાકી હતો. મૌખિક તો રજની બધાને જાણ કરી ચૂક્યો હતો કે ‘એ મકાનમાં જેને રહેવું હોય એ રહી શકે છે. આપણે કોઈ પાસે એક પૈસાનુંયે ભાડું લેવું નથી. મકાનને સાચવે એમાં બધું આવી ગયું.’

આ પ્રકારની ફ્રી ઑફર છતાં ત્રણેક વર્ષ વીતી ગયાં પછીયે એ મકાનમાં લાપસીનું આંધણ મૂકનાર કોઈ મળ્યો નહોતો. જે કેટલાક પ્રતિભાવો પ્રાપ્ત થયા હતા તે આ મુજબ હતા :

‘ગામડામાં હવે રહેવાવાળું છે કોણ ?’

‘બીજા એથી સારાં મકાનો ખાલી પડ્યાં છે, પછી....’

‘નળિયાંવાળાં મકાનોનો હવે જમાનો ગયો.’

'પહેલાં તો મકાનને સમું કરાવો. પછી કો'ક એમાં રહેવા આવવાનું વિચારે.'

આ છેલ્લો જવાબ રજનીને આંચકો આપી જતો... ભાડું તો કાંઈ લેવાનું નહિ ને માથે જાતાં મકાન રિપેર કરાવવાનો ખર્ચ કરવાનો ? વેચવા જઈશું ત્યારે એની કાંઈ કિંમત તો આવવાની નથી, પછી...'

વણમાગી સલાહના એ શબ્દો પત્ની ઇલા સુધી ન પહોંચી જાય એની પૂરી કાળજી રાખવી પડતી. એ તો એક જ રઢ પકડીને બેઠી હતી : 'કાલે વેચતા હોય તો આજે વેચી નાખો એ મકાન. મફતમાં રહેવા આપવા માટે આપણે ગરજ કરવાની ન હોય.'

અને પત્નીના મોંમાંથી નીકળેલા આક્રોશપૂર્વકના આ શબ્દો બા સુધી ન પહોંચી જાય એની તો એથીયે વધારે કાળજી રાખવાની. નહિતર ત્યાંના મકાનની હોળીમાં અહીંનું મકાન સ્મશાન બની જાય. બાની સઘળી લાગણી એ મકાન સાથે જોડાયેલી હતી. આજ સુધી રજની પાસે એમણે બીજું કાંઈ માગ્યું નહોતું. ફક્ત આ એક જ ઇચ્છા વ્યક્ત કરી હતી : 'હું ગમે ત્યાં મરું. મારી અંતિમવિધિ આપણા એ મકાનમાં કરજે.'

રજનીના ગળા સુધી એ શબ્દો આવી જતા કે 'ત્યારે તમને ઊંચકવા પૂરતા ચાર જણાયે ગામમાં નહિ રહેતા હોય, પછી ત્યાંની આટલી બધી માયા શું લેવાને રાખવાની ?'

ગામની વસ્તી ચાર હજાર લોકોની હતી એમાંથી બાવીસ સો લોકો જુદાંજુદાં શહેરોમાં વસતા હતા. જે અઢાર સો લોકો ગામમાં રહેતા હતા એમાંના મોટા ભાગના ઘરડા કે માંદલા હતા. બાકીના ક્યાંય ન ચાલે એવા હતા. શહેર તરફના આ ઘોડાપૂરને કારણે ગામમાં સૌથી વધારે મકાનો ખાલી પડ્યાં હતાં.

આટલી ઝડપે ગામ ખાલી થઈ જશે એવી કોઈએ કલ્પના પણ કરેલી નહિ. મોટા ભાગનાએ આ કારણ આપીને જ ગામ છોડ્યું હતું : 'અહીં રહ્યે છોકરાંના માથે ધોળા આવી જશે તોયે એમનું ઘર નહિ મંડાય.'

ગામમાં કડિયા, સુથાર, લુહાર અને કુંભાર જેવા કારીગરોનો કોઈ ખપ રહ્યો ન હોવાથી એમણે સાગમટે હિજરત કરી હતી. એટલે ત્રણચાર મકાનનું બાંધકામ અધવચ્ચે અટકાવી દેવામાં આવ્યું હતું. ગોર મહારાજે ગોરપદું જતું કર્યું નહોતું, પણ એય બાજુના શહેરમાંથી અપ-ડાઉન કરતા હતા.

ગયા વર્ષે રજની ગામમાં આવેલો ત્યારે એનો જીવ ચચરી ઊઠેલો. ગામમાં તેનો કોઈ મિત્ર રહેતો નહોતો. બેસવા જેવું ઠેકાણું જ રહ્યું નહોતું. આ વખતે તો બાયે નિરાશ થઈ ગયેલાં. આખા ગામમાં ભમીને સાંજે એ ઘેર પાછાં ફરેલાં એમના

મોંમાંથી નિસાસો નીકળી ગયેલો : 'હવે તો પૂછવાનું કોઈને બાકી રહેતું નથી. મકાન કોને આપવું ?' ઇલા આ સાંભળી ગઈ. તે બોલી ઊઠેલી : 'કાળો ચોર મળે તો એને આપી દો. મકાન બંધ તો રાખશો જ નહિ.' બાની હાજરી ન હોત તો રજની બોલી જાત : 'ગામમાં ચોરેય રહેતા હોવા જોઈએ ને !' કદાચ એથી આગળ સંભળાવી દેત કે, 'હવે તો આ મકાનને રહેવાવાળા મળે તો એક ભૂત મળી શકે એમ છે.'

મહિનાઓથી બંધ હાલતમાં પડ્યા રહેલા મકાનને સાફ કરતાં તબિયત બગડી જતી. ગમે તેટલા પૈસાની લાલચ આપો, કામ કરનારું જ કોઈ બચ્યું ન હોય પછી ક્યાંથી મળે ? બધું જાતે જ કરવાનું ! અકળાઈને ઇલાએ સ્પષ્ટ કહી દીધેલું કે, 'અહીં આવીને જો ધૂળ-બાવા જ સાફ કરવાનાં હોય તો હું આવીશ નહિ.'

ને છેલ્લી વખતે ઇલા આવેલી નહિ. ગામમાં ખાસ તો આઠમના નિવેદ કરવા આવવું પડતું ત્યારે બે કલાકના નિવેદ માટે બે દિવસ તો મકાન સાફ કરવામાં જતા. આ વખતે રજનીએ હિંમત કરીને બાને ધીમેકથી કહ્યું : 'બા, આપણે હવેથી ત્યાં નિવેદ કરવાનું રાખીએ તો ?' વળતી પળે જ બાના આ શબ્દો સાંભળવા મળેલા : 'એના કરતા હું જ અહીં રહેવા આવી જાઉં તો ?' વાતનો છેદ ત્યાં જ ઊડી ગયેલો. બા માંડ માંડ શહેરમાં રહેવા આવ્યાં હતાં, પછી એમની ઉપરવટ જવું જ કેમ કરતા ?

મકાનમાં રહેનાર તો કોઈ ન મળ્યું તે ન જ મળ્યું. એક બાઈને માસિક ત્રણસો રૂપિયા આપીને અઠવાડિયામાં એક વાર કચરા-પોતા કરવા માટે તેને બાંધી. પરંતુ ત્યાં આવ્યાના બે મહિના પછી ખબર મળી કે એ બાઈ તો ગામ છોડીને શહેરમાં રહેવા જતી રહી છે.

અને એક દિવસ એ મકાનને લઈને સાસુ-વહુ વચ્ચે ઉગ્ર ટપાટપી થઈ ગઈ. બાએ એની કપડાંની થેલી ભરી લીધી. ઇલાએ માફી માગી તોયે એ કૂણાં ન પડ્યાં. રજનીના મનાવ્યાંયે ન માન્યાં, પરંતુ જ્યારે એ રડી પડ્યો ત્યારે એમણે ઢીલું મૂક્યું. ઘરનું વાતાવરણ હળવું થતાં તો દિવસો નીકળી ગયેલા.

દરમિયાન રજનીને સમાચાર મળ્યા કે 'વરસાદને કારણે તેના ફળિયાની એક વંડી પડી ગઈ તેમાંથી હનુમાનજીની મૂર્તિ મળી આવેલ છે. દર્શનાર્થીઓથી તમારું ઘર ધમધમવા માંડ્યું છે.'

આ સમાચાર સાંભળીને રજની અને એનાં બા તાબડતોબ ગામડે પહોંચી ગયાં. ત્યાં આવીને જોયું તો ગામલોકોએ પડી ગયેલી દીવાલના પાણામાંથી એક નાની દેરી ઊભી કરીને તેમાં હનુમાનજીની મૂર્તિની સ્થાપના કરી છે. સરપંચે રજનીને એક ખૂણામાં બોલાવીને કાનમાં કહ્યું કે 'કદાચ કોઈ મંદિર બનાવવા તમારું મકાન વેચાતું રાખી લે.'

સરપંચે બંધાવેલી આશાની પોટલીથી રજની હવામાં ઊડવા માંડ્યો. એને વધારે ખુશી તો એટલા માટે થઈ કે મંદિર માટે મકાન વેચવાની બા ના નહિ પાડે.

જોકે ત્યાર પછી ગામમાંથી એવા કોઈ વાવડ આવ્યા નહિ. એક દિવસ રજનીએ સામે ચાલીને સરપંચને ફોન કર્યો કે 'ધર્મના કામ માટે પોતે સસ્તામાં મકાન આપી દેવા તૈયાર છે.'

પરંતુ રજનીના આ સદ્ભાવનો કોઈ પ્રતિભાવ મળ્યો નહિ. ધીરજ ન રહેતાં થોડા દિવસ પછી એણે ફરી સરપંચને ફોન કર્યો. દુઃખી થવા જેવું જ થયું. જાણવા મળ્યું કે 'ગામલોકોએ મૂર્તિને ત્યાંથી ખસેડીને મંદિરમાં પધરાવી દીધી છે...' હવે કોણ મકાન ખરીદવાનું હતું ? રજનીએ વાત પૂરી સાંભળ્યા વગર જ ફોન મૂકી દીધો.

આ વાતને વધારે દિવસ નહિ થયા હોય ત્યાં એક દિવસ સરપંચનો અણધાર્યો ફોન આવ્યો : 'તારું મકાન ભાડે આપવાનું છે ને ?'

'ભાડે લેવાનું છે કે વેચાતું ?' રજની હજુ મંદિરવાળી વાત ભૂલ્યો નહોતો.

'ભાડે રાખવાનું છે.'

'આપ્યું.' મકાનનું ઠેકાણે પડ્યું એટલું ઘણું, એમ મન મનાવી રજનીએ લાંબો વિચાર કર્યા વગર હા પાડી દીધી.

'કેટલું ભાડું લઈશ ?'

'એ તો તમે જાણો જ છો ?'

'સાંભળ, આમાં તને મોંમાગ્યું ભાડું મળી શકે એમ છે. બહુ ઉદાર થતો નહિ.' સરપંચે દલાલની ભાષામાં કહ્યું.

'કોણે ભાડે રાખવાનું છે ?' આ પ્રશ્ન રજનીએ છેક હવે કર્યો.

'છે એક માણસ. તારે એમાં પડવાની જરૂર નથી. તારે મકાન ભાડે આપવાથી મતલબ રાખવાની.'

'પણ છે કોણ ?'

'માણસ જ છે, ઢોર માટે નથી માગતો.'

'માણસનું નામ તો હશે ને ?'

'ગામની નિશાળમાં આવ્યા એ નવા માસ્તર...' સરપંચે હજુ એમનું નામ તો ન જ જણાવ્યું ?

'કોણ ચાવડા ?'

'હા, એને વાસમાં ફાવતું નથી ને....'

'પણ...'

'પણ બણ નહિ.' સરપંચે રજનીને આગળ બોલવા દીધો નહિ : 'બાકી બીજો

કોઈ ભાડવાત નહિ મળે.'

'એ સો ટકા સાચું. મને એની સામે વાંધોય નથી. પણ બા...'

'ઠીક છે, બે-ત્રણ દિવસમાં વિચારીને હું તમને જણાવું છું.' કહી રજનીએ ફોન મૂકી દીધો.

રજની સમક્ષ એક નવો જ પ્રશ્ન આવીને ઊભો રહ્યો હતો. આ દિશામાં તેને ક્યારેય વિચાર સુધ્ધાં આવ્યો નહોતો. બાને આ વાત કહે તો ? ભૂલથી એ લોકોને અડાઈ ગયું તો તરત સ્નાન કરી લેનારાં બા... તેમનું ઘર.... શક્ય જ નથી. ભગવાન પણ આ બાબતે બાને મનાવી ન શકે, પછી વાત કરવી જ વ્યર્થ છે ને !'

ત્યાં તો એક દિવસ બાએ રજનીને પોતાની પાસે બોલાવીને ભલામણ કરતાં કહ્યું : 'હવે ભાડવાત શોધતાં પહેલાં વિચારવું પડશે. ઘરમાંથી ભગવાનની મૂર્તિ નીકળી છે એટલે જેવાતેવા માણસને મકાન રહેવા માટે ન આપી દેવાય.'

'પણ મૂર્તિને તો ગામલોકો મંદિરમાં લઈ ગયા છે.'

'તોયે જમીનની પવિત્રતા થોડી ઓછી થઈ જાય ?'

રજની આગળ કાંઈ બોલી શક્યો નહિ.

સરપંચને પેલા માણસે સારી એવી દલાલી આપવાનું ઠેરવ્યું હશે એટલે એય વધારે ધીરજ ધરી શક્યા નહિ. ત્રીજે દિવસે એમણે ફોન પર જવાબની ઉઘરાણી કરી : 'પછી શું વિચાર્યું ?'

'બા નહિ માને. એમને પૂછવાની મારી હિંમત ચાલતી નથી.'

'પણ એમને એ જણાવવાની જરૂર જ ક્યાં છે કે ભાડવાત કઈ નાતનો છે ?'

'તો એમનાથી છુપાવવું કઈ રીતે ?'

'આપણે ભાડવાતને કહી દેશું કે એમને પોતાની જાત જણાવવી નહિ.'

આ વાત રજનીના ગળે ઊતરી નહિ. એટલે સરપંચને સ્પષ્ટ જવાબ ન આપતાં વધુ એક મુદત પાડી : 'બે-ત્રણ દિવસમાં તમને જણાવું છું.'

પરંતુ બીજે દિવસે સરપંચનો પાછો ફોન આવ્યો : 'પેલા માણસને હવે બીજા લોકોય મકાન આપવા તૈયાર છે. તું વિચારવા રહીશ તો બધું ખોઈશ.'

'સારું, હું કાલે ત્યાં આવું છું.' કહી રજનીએ ફોન મૂકી દીધો.

સરપંચની વાત રજનીને સરળતાથી માનવામાં આવતી નહોતી... ગામ કાંઈ એકદમ સુધરી જાય એવું નથી કે.... બને કે સરપંચે કોઈને શામ-દામથી તૈયાર કર્યો હોય... આ વિચારે રજનીએ નિર્ણય લેવામાં મોડું ન કરવાનું હિતાવહ માન્યું.

બીજે દિવસે સવારમાં જ રજની તૈયાર થઈ ગયો. બા કાંઈ પૂછે એ પહેલાં રાત્રે એમને કહેવા માટે જે તૈયાર કરી રાખ્યું હતું એ એમને જણાવી દીધું : 'ગામડે

જાઉં છું. ચોમાસું પૂરું થઈ ગયું છે. હવે તો કોઈ તૈયાર નહિ થાય ?'

બા તરફથી અપેક્ષિત જવાબ મળ્યો : 'હું તો તને ક્યારની કહું છું. પાછળ પડીશ તો કોઈ હાથ લાગશે.'

ગામમાં પહોંચીને સીધો સરપંચને ત્યાં જ ગયો. તેમના હાથમાં મકાનની ચાવી આપતાં કહ્યું : 'બાને ખબર નહિ પડવા દો એ વિશ્વાસે તમને આ મકાન સોંપું છું.'

'તું બેફિકર રહે.' સરપંચે ધરપત આપતાં કહ્યું.

'ગામમાં કોઈ આડું નહિ ફાટે ?' રજનીએ બીજી ચિંતા વ્યક્ત કરી.

'એ બધું હું કૂટી લઈશ. તું અહીં કોઈને મળતો નહિ. આવ્યો એવો જ નીકળી જા.'

રજનીએ એમ જ કર્યું.

રજનીને મોટી ચિંતા એ હતી કે બાને શો જવાબ આપવો ? આખા રસ્તે તેમાં જ મગજ દોડાવ્યે રાખ્યું. અંતે એ નિર્ણય પર આવ્યો કે હાલ તો બાને એમ જ કહેવું કે કોઈ હરિનો લાલ મળ્યો નથી. બાકી જો પોતે એમ કહેશે કે મકાન ભાડે આપી દીધું છે તો બા ગમે ત્યાંથી એનો ફોન નંબર મેળવીને જાતજાતની ભલામણ કરશે કે ફલાણી જગ્યાએ દીવો કરજો ને ઢીંકણી જગ્યાએ આરતી ઉતારજો....

ઘરે પહોંચ્યો ત્યારે બાનો પ્રશ્ન તૈયાર જ હતો : 'થયો, કોઈ તૈયાર ?'

'ક્યાંથી થાય ?'

'કાં ?'

'મકાનમાં તો કૂતરી વિયાણી છે. તેને પાંચ ગલૂડિયાં છે.'

બા ઘડીક કાંઈ બોલી શક્યા નહિ. પછી કહ્યું : 'થ્યું. એય બચાડા જીવ છે ને !'

18

નિબંધ

# ગીર ગ્રામમોહિની

■ હરીશ મહુવાકર ■

સવારથી કંઈ કરવાનું મન હતું નહિ. ઉનાળાના દિવસો આમેય કોઈ પણ કામને પાછળ ધક્કો મારવા કાફી હોય છે. માનવજાત પણ મૂળે તો આળસુ જ ! બહાનું જોઈએ અને લગભગ મળી જતું હોય છે !

મારા સાત વરસના દીકરા રિહાનને બેસાડી ગાડી લઈને નીકળી પડ્યો. કશું ગંતવ્ય નહીં. સૂત્રાપાડા (વેરાવળ)થી એક કાચો મારગ પકડ્યો. અંતરિયાળ ગામો જોવા મળશે એમ સમજી આગળ નીકળ્યા. કાચા ધૂળિયા ઊબડ-ખાબડ મારગે ઓડિસિયસની હલેસાં મારતી હોડીની માફક અમારી સવારી ચાલી. અગિયાર થયા હતા. દરિયાઈ કાંઠાળ વિસ્તાર, લીલોતરી છતાંય તાપ અને ઉકળાટ લાગવા માંડ્યા. આગળ વધતા ગયા તેમ ગ્રામમોહિની અમને વશ કરવા લાગી. એણે પોતાની માયા રચી. સાવ ખુલ્લું મૂકી દીધું એનું તન અને મન. કંઈ એવી વ્યક્તિ હોય કે પછી લલચાય નહિ, એને સમર્પિત થાય નહિ ! અહીં ઉનાળો છે કે ચોમાસું તેનો ભેદ માત્ર રસ્તા ઉપર ઊડતી ધૂળથી જ થાય ! બાકી ખેતરો લીલાંછમ, કારણ કે કૂવાઓ લીલાછમ અને તેનું કારણ ગીરની નદીઓ, જંગલો અને તેની આબોહવા.

સીમમાં રહેલાં ઘર કોઈએ કેન્વાસ પર ઉતાર્યાં હોય એવાં રૂડાં-રૂપાળાં લાગે. આંગણે ઊભેલી ગાયો, ભેંસો અને બળદો શણગાર વધારે પણ ફળિયામાં કામ કરતી સ્ત્રી આખાય માહોલને શોભાવે, દીપાવે, ઉજાળે. આંગણે જાંબુડાનાં ઝાડ હેઠળ છોકરાં રમતાં હોય કે પાસેના વડલાએ દોરડાથી બાંધેલા હીંચકે ઝૂલતાં હોય. બાજુમાં રહેલા ખેતરમાં કોઈ કાળુભાઈ કે ઘનાભાઈ ઘનશ્યામ કે શ્વેતશ્યામ બળદોને જોડીને શ્વેત વસ્ત્રાળો ખેડુ રાશને હાથમાં પકડી ડચકારા મારતો દેખાય ને પાછળ પાછળ ખેડાયા કરતી માટી ઉપર-તળે થતી ભળાય. મેઘાણી કહે છે :

**નદી ખળકે નિઝરણાં, મલપતા પીએ માલ,**
**ગાળે કસુંબા ગોવાળિયા, પડ જેવો પાંચાળ.**

મતલબ કે જ્યાં નદીઓનું ખળખળ વહેવું, માલધારીનાં ઢોર ભરપૂર પાણીમાં મલપતાં મલપતાં નીર પીએ છે, જ્યાં ગોવાળ લોકો અફીણના કસુંબા ગાળીને

ગટગટાવે છે એવો એ પાંચાળ દેશ છે.

વાંકા મનુષ્યો આપણને પસંદ પડે નહિ પણ વાંકા રસ્તા અનહદ પસંદ પડે. એકદંડિયા - સિંગલ રોડની બાજુએ ચૂનાના ઘાટ વગરના અણિયાળા પથ્થરોને ગોઠવીને બનાવેલી દીવાલો એકધારી નજરે તરે. એ ખેતરના શેઢાની ગરજ સારે છે. વગર સિમેન્ટ-કાદવે રચાતું આ માળખું તે માનવીની કુશળતાનું કેવું પ્રતીક ! અડીખમ રહે, ખભળે નહિ. આવી દીવાલોની આસપાસ માથું કાઢીને, પંજા પહોળા કરીને ઊભા હોય નાના-મોટા ખાખરા. એકદમ રાતાચટ્ટાક, જાણે ચણોઠી ઓઢેલા અનેકાનેક ગુલમહોર તમારું સ્વાગત કરે. પીળચટ્ટીયો સોનમર્ગ અને ગરમાળા માર્ગમાં ફૂલોની વધામણી કરે. ગુલાબી વસ્ત્રોમાં કોઈ શુભ્રામૃતા શી બોગનવેલ લળી-લળીને કંઈક કહેવા મથે. શિશુના કોમળ હાથશી ચીકુડીઓ તમારા ગાલને આંબવા કરે ને એના મુલાયમ ગાલ પરે ચૂમી ભરવા આમ્રકુંજો કહેણ દે ત્યારે સમૂળગું અસ્તિત્વ જ ઓગળી રહે.

નવુંસવું વેવિશાળ થયેલી કોઈ કન્યા પોતાના પ્રિયતમ સામે ઊભતા શરમની મારી લાલચોળ થઈ ઊઠે તેવો વેરાવળ-તાલાલા – સાસણનો પંથ સ્મરણમાં આવ્યો. અદલોઅદ્દલ માર્ગ ઉના-તુલસીશ્યામ-ધારીનો. ભરપૂર કેસૂડા અને ગુલમહોરથી ઊભરતો આ માર્ગ છે. ઉનાળો પણ નવોઢાનું સ્વરૂપ ધારણ કરે છે... તેને જોવા સારુ તમારે ગીરના આ રસ્તાઓ પર જવું રહ્યું. શ્રીહરિને લટકતા કર્ણકુંડળ શોભાયમાન દીસે તો ગીરના ગરમાળા એનાથી સ્હેજેય કમ નહીં ! ખરી પડેલાં ફૂલો ડામરિયા કાળિયા કેડાને એવો શોભાવે કે જાણે મુકુંદહરિએ માથે ખેસ ચડાવ્યો. આમ્રકુંજોની ઉપર હળુહળુ જામતી જતી મહોર અને ઝીણી ઝીણી ખાકઠીઓ નાક અને જિહ્વાને પ્રસન્ન કરે ને હૃદયમાંથી છૂપી સરવાણીઓ ફૂટે. સામેથી આવતા છકડા, ટ્રેક્ટર, બસ કે ખટારા મેનકા બની તમારું ધ્યાનભંગ ન કરી શકે. હોલે હોલે કાર ચાલતી રહેતી હોય તો મયૂર કે કોયલ, પોપટ કે દેવચકલીઓ ને વિધવિધ પક્ષીસામ્રાજ્ય તમારી આંખે અચૂક આંજણ બને. પરંતુ એને નિહાળવા જતા કોઈ અકસ્માતની ભીતિ ન રહે. નદી પાસેના વળાંક, ટેકરીઓનાં ચઢાણ, નાનકડા પુલ, પડખેથી ફંટાતા રસ્તા જાણે આભામંડળની નયનરમ્ય ભાત ઉપસાવે ને તમને નીચે ઊતરવાનો મોહ જગાવે. પડખેથી વહેતી જતી હિરણ, તેનું નફિકરું વહેણ, કાંઠાનું માથાઢંક ઘાસ, કાળિયા ખડકો કોઈ જાદુઈનગરીમાં ઢસડી જાય. કોઈ કોઈ વખત આખોય પંથ મૌન ધરેલી યૌવના શો ભાસે. આમ્રકુંજોની પેલે પાર કશું ભળાય નહિ તો કોઈ વાર લાજ કાઢીને ઊભેલી બાઈની ચૂંદડી સ્હેજ ખસતા સોહામણા ચહેરા સમી ધનધાન્યભરી હરિત ધરિણી જાણે કે લાંબી થઈ આરામ ફરમાવે. નાકની નથ સમા ખેતરમાં ઊભેલા ખોરડા ચમકે.

'પપ્પા, સામે જુઓ. કેવા સરસ બગલા છે !' રિહાને મને અવનિલોક સામે ધર્યો. મારા આશ્ચર્યનો કોઈ પાર નહિ ! પડખેના ખેતરમાં ત્રણેક સ્ત્રીઓ એકદમ લગોલગ રહીને અડદના છોડ ખેંચ્યે જતી હતી ને એમની બગલમાં જ બગલા. જાણે હમણાં તેમના શિરે સવારી કરશે. અડદ ખેંચાતા જાય, સ્ત્રીઓ આગળ વધતી જાય ને બગલા એમની પાછળ-પાછળ નિર્ભય બની ચાલતા રહે ને ભોજન આરોગતા રહે. પ્રકૃતિમાં કોઈ ભેદભાવ નહિ. માનવ કે પંખી કે પશુ સર્વ સમાન ! લીલા મુકુટધારી નાળિયેરીઓ, લીલી ચુનરીધરિત આમ્રકુંજ, પડખેના દાઢીધારી વડના છાયડામાં આ આખુંય દૃશ્ય સોહામણી નારના ગળે ઝૂલતું મોહક માદળિયું જાણે !

આગળના વળાંકે પીપર વડલાના ઝુંડ વચ્ચે રાતાં નળિયાંવાળું એક પાકું મકાન દેખાયું. કૉલેજના વિદ્યાર્થીઓએ ગામડે જઈ દીવાલો પર લખતા હોય છે તેવાં સૂત્રો જોવા મળ્યાં. દરવાજેથી અંદરનો ભાગ ચોખ્ખો જોઈ શકાયો. લાઇનબંધ ઓરડા દેખાયા. આ એક પ્રાથમિક શાળા હતી – મૂંગીમંતર વૅકેશનને લઈને. બચ્ચાંઓનું મન શેં રહેતું હશે ભણવામાં જ્યારે તેમની આસપાસ ખિસકોલીઓ દોડતી હોય, કાબરો ડાળીઓ પર કે આંગણામાં કૂદતી હોય ને પડખેનાં દેખાઈ આવતાં ખેતરોમાં પાણી વળાતું હોય ને નાળિયેરીઓ માથું હલાવીને ઓરી બોલાવતી હોય ને પથ્થર, કાંટાઓની વાડો એમના કુમાર ચરણોને કેળવવાનું ઇજન દેતી હોય ત્યારે ! બાળકોની ખબર નહિ પણ બીજો વિચાર આવી ગયો. મૂળ રસ્તાઓ અને નજીકના મોટા ગામડાઓ પણ અહીંથી આઠ-દસ કિલોમીટર દૂર રહેતા હોય, ધૂળિયો મારગ હોય, બહુ ઝાઝો વાહનવ્યવહાર ન હોય ત્યાં શિક્ષકો આવતા હશે કે કેમ ? આવતા હશે તો કેટલો સમય ટકતા હશે ? આ બાળકો સામે ભણતર થકી ખૂલતાં અજવાળાં, સુખ, ખુશી, જ્ઞાન-વિજ્ઞાનની દુનિયાનું શું થતું હશે એ વિચારે હું હલબલી ગયો.

આગળ સાવ સાંકડો કેડો આવ્યો ને અચાનક બાજુના ખેતરમાંથી ભેંસોનું મસમોટું ધણ વહી આવ્યું. પચાસ-સાઠ જેટલી ગીરની ભેંસો ! બીજ-ત્રીજના ચંદ્ર જેવા અણિયાળાં શિંગડાં ને ડિલે હૃષ્ટપુષ્ટ, સસા સમાન કાન, મસ્તાની ચાલ જાણે કે ખુશનુમા મોસમમાં મનાલી શહેરની બજારમાં ફરવા નીકળેલી માનુનીઓ ! લાંબી લચક હાર બેફિકર. અમને નગણ્ય સમજી ચાલ્યે જતી હતી. રિહાન અને હું ઊતર્યા મોટરમાંથી નીચે. એ કોઈ કોઈ ભેંસની પૂંછડી હાથમાં લઈ હળવેથી સરકી જવા દેતો. ભેંસો પણ શરીર પરથી માખીઓ ઉડાડવા ખેંચતી હોય તેમ પૂંછ ઊંચકાવે. મોટા ફોયણાવાળી, સફેદ દંતાવલીઓ, રાતા-ગુલાબી પેઢા ચમકાવતી, કાળી મોટી આંખોના ડોળા આમ-તેમ હલાવતી એમને ચાલી જતી જોવાની ક્ષણો આરસજડિત કંડારાઈ ગઈ મનમાં.

અરે સ્વર્ગના રસ્તેય વિઘ્નો આવે છે એમ કહેવાય છે તે સાચું જ હશે. જુઓને અમારી યાત્રામાં કઠણ, પાષાણ, આકરું આ જગત વચ્ચે-વચ્ચે એની યાદ અપાવ્યા કરે. ક્યારેક મોબાઇલ ખલેલ પહોંચાડે તો ક્યારેક સામેથી આવતું ટ્રેક્ટર હૉર્ન વગાડે. કો' સાઇકલવાળો 'જે સીત્તારા....મ' કરતો જાય કાં તો કોઈ ગાડુ અમારી ગાડીને થંભાવે ને પછી એના ગાડાને એક કોર્ય કરી અમને જવા દે ત્યારે એ અમારી સામે મરક-મરક હસી લે – ને અમે પણ.

આઠેક કિલોમીટરના આવા મહાલ પછી અચાનક અમે પહોંચી ગયા સરસ્વતી નદીના કિનારે. સુક્કા પટના કાંઠે ગાઢ વડલા ને ઓટલો દેખાયો કે હું ઓળખી ગયો આ જગ્યાને. અરે, આ તો વીર માંગડાવાળાની જગ્યા ને પડખેનું ગામ તે ઉંબરી !

ગયા વરસે ઉનાળાની શરૂઆતમાં અહીં આવેલો, પણ જુદા રસ્તેથી. એ વખતે ચોમાસું સારું રહેલું એથી ચેકડેમ બે પાંદડે હતો. વડલાની ડાળીઓ પોતાનું રૂપ જોવા સ્થિર લાગતા નીર પર ઝળૂંબેલી હતી. પીપળાનાં પોપટિયાં, ઘેરા લીલાં પાન તડકાને પાછો ઠેલવા નદીના પાણી સાથે હરીફાઈમાં ઊતરેલાં હતાં. પાણીમાં માછલીઓની આવન-જાવન, તરંગો, વમળો ઉત્પન્ન કરતી ઘડી વાર ને વળી સપાટી તોફાની મૂંગા છોકરા જેવી થઈ જતી. સાવ શાંત જગ્યા હતી. ન મળે કોઈ માનવ કે ન મળે કોઈ પશુ-પ્રાણી !

પણ અત્યારે આમાનું કશુંય નહોતું. અમે પહોંચ્યા ત્યારે એક પરિવારે માંગડાવાળાને ખીચડી ધરી હતી ને તેનો પ્રસાદ વડલા નીચે બેસીને સૌ કુટુંબીજનો લઈ રહ્યા હતા. એક જણ માંગડાવાળાના સિંદૂરિયા ફળા પાસે શ્રીફળ વધેરતો હતો. રિહાન અને હું નમન કરતા બેઠા.

ગયા વખતની મુલાકાત પછી અમે સહુએ ઘરે જઈને 'વીર માંગડાવાળો' ફિલ્મ જોઈ હતી, એથી રિહાનને ઘણું યાદ હતું. ભૂત થવાની કથા અને ઝાડ પરથી લોહીનાં ટીપાં પડવાના દૃશ્યોને લઈ એ મૂળ ઝાડ નીચે આવતાં ડરતો હતો. બચપણમાં મારી મા વાર્તા સંભળાવતી. મેં પણ સાંભળી હતી આ માંગડાની કથા. એથી એ વખતે રાતે કે દિવસે ગાઢ, એકાકી, મોટા વડલા-પીપળા ભયાવહ ભળાતા ને એનાથી આઘા રહેતા. અત્યારે રિહાનમાં હું જ મને દેખાયો. મેં એને સમજાવ્યો એ એક ફિલ્મ હતી. સાચ્ચેસાચ્ચ ભૂતબૂત જેવું કંઈ હોય નહીં. વળી સમજાવ્યું કે એ મહાન માણસ હતો. બહાદુર હતો : એ માણસોનો અને પશુ-પ્રાણીઓનો દોસ્ત હતો. ખરાબ લોકો એનાથી ડરતા. આપણે એનાથી ડરવાની જરૂર નથી. 'તો એ આપણો દોસ્ત કહેવાય ?' એણે કહ્યું, હું બોલ્યો : 'શા માટે નહિ ?' એ પછી ધીમા પગલે એ પેલા વડલા નીચે આવ્યો. મેં ઝાડને માથું નમાવ્યું. સ્પર્શ કર્યો. તોપણ એણે બીતા બીતા મારું અનુકરણ કર્યું.

કંઈ થયું નહિ એટલે એને વિશ્વાસ બેઠો.

આ ગીરની ધરતી આજે પણ આવા વીર પુરુષોને લઈને બેઠી છે. એના ખોળામાં પરાપૂર્વે કેટલાય મહાપુરુષો રમ્યા છે. ધરતી અને માનવ એકમેકનાં સંગમાં એકમેકનાં પૂરક બનીને મહાલતાં જોવા મળે છે. એથી આખોય આ મલક ધરતીના માનવીને રહસ્યમય ન લાગે તો જ નવાઈ !

બહાર નીકળતી વખતે પુનઃ આપોઆપ જ માંગડાવાળાને નમન થઈ ગયા. ધરતીને ચૂમી ને આખાય વાતાવરણને નસેનસમાં ઉતારતા અમે સરસ્વતીના સામે કાંઠેના ગીર તરફ જવા નીકળી પડ્યા.

(નોંધ : પ્રાચીથી વેરાવળ તરફ જતા નૅશનલ હાઇવે પર ગોરખમઢી ગામથી આગળ જતાં ડાબી બાજુએ વીર માંગડાવાળાની જગ્યા આવે છે.)

18

## સાભાર-સ્વીકાર

(૧૩૭) આઈ લાવ માય ઇન્ડિયા : કૈલાશ નાયક, ૨૦૧૫, પારુલ નાયક, કર્ણ કૉમ્યુનિકેશન, નારણપુરા, અમદાવાદ-૬૩, પૃ. ૨૨૩, રૂ. ૧૦૦ (૧૩૮) શ્રી આનંદઘન ચોબીસી આત્મવિકાસ પથ યાત્રા : કાનજી મહેશ્વરી ૨૦૧૫, શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘ ગાંધીધામ, પૃ.૧૨૦, રૂ. Nil (૧૩૯) સાવિત્રી શબ્દામૃત - ૫ શ્રદ્ધાવાન ભાનુવાદ : કિરીટ ઠક્કર, ૨૦૧૫, યોગયુક્તા પ્રકાશન, વડોદરા, પૃ. ૧૨+૩૮૮, રૂ. ૧૨૦ (૧૪૦) ચાલો આપણે જીવન જીવી જાણીએ : નયના સોલંકી, ૨૦૧૫, સંસ્કૃતિ પ્રકાશન મંદિર, પૂના, પૃ. ૧૨+૩૪૧, રૂ. ૩૦૦ (૧૪૧) ગુજરાતી દલિત સાહિત્યની કેડીએ, દલપત ચૌહાણ, બીજી સંવર્ધિત : ૨૦૧૫, ગૂર્જર પ્રકાશન, અમદાવાદ, પૃ. ૧૬+૧૬૪, રૂ. ૧૭૦ (૧૪૨) છોકરા ભણાવવા સહેલા નથી : ડૉ. ઊર્મિલા શાહ, બીજી આ.-૨૦૧૫, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, પૃ. ૧૨+૨૧૨, રૂ. ૧૬૦ (૧૪૩) ગીતા જીવનની આચારસંહિતા : ડૉ. મૃદુલા મારફતિયા, ૨૦૧૪, ગૂર્જર પ્રકાશન, અમદાવાદ, પૃ. ૧૪+૧૮૬, રૂ. ૧૮૦ (૧૪૪) ઝાલો રે મચ્છુનો પડકાર : અનુ. નિરંજન સાંડેસરા, ૨૦૧૫, પ્રવીણ પ્રકાશન, પ્રા. લિ., રાજકોટ, પૃ. ૩૩૬, રૂ. ૪૦૦

# વિદેશી સાહિત્ય

## યુદ્ધનો નૈતિક પર્યાય

**■ વિલિયમ જૈમ્સ[૧]; અનુવાદ : કૃષ્ણાદિત્ય ■**

યુદ્ધ સામેનું યુદ્ધ એ કદી રજાના દિવસની સહેલગાહ કે સામૂહિક પર્યટનનો પ્રસંગ નથી થઈ શકવાનો. રાજપ્રકરણની ચઢઉતર અને વેપારવાણિજ્યમાં થતી અણચિંતવી ઊથલપાથલને લીધે રાષ્ટ્ર તેમજ વ્યક્તિઓને આવી મળતા યશ અને અપયશની અવેજીમાં બીજો કોઈ વધુ સારો વિકલ્પ ન મળે ત્યાં સુધી તો, સૈન્ય પ્રત્યે લગાવના પાયા ઊંડા નંખાયેલા હોવાથી, આપણા આદર્શોમાંથી એનું સ્થાન હઠાવી શકાશે નહીં. આધુનિક માનવીના યુદ્ધ સાથેના સંબંધમાં કંઈક અત્યંત વદતોવ્યાઘાત જેવું છે. આપણા લાખો લોકોને, ઉત્તરના તેમજ દક્ષિણના લોકોને, પૂછો કે હાલ (જો આ શક્ય હોય તો) ઇતિહાસમાંથી રાષ્ટ્રની એકતા માટેના યુદ્ધને ભૂંસી નાખી એની કૂચ અને લડાઈઓને સ્થાને વર્તમાન પરિસ્થિતિ શાંતિપૂર્વક હાંસલ થઈ છે એવું બયાન મૂકી દેવા માટે મતદાન કરો, તો કદાચ ભાગ્યે જ થોડા ગણ્યાગાંઠ્યા ચિત્તભ્રમિત સિવાય બીજા કોઈ એ માટે ''હા'' કહે.[૨] એ પૂર્વજો, એ પ્રયત્નો, એ સ્મૃતિઓ, એ વીરગાથાઓ, આપણી સહિયારી સાંપ્રત સંપત્તિનો આદર્શતમ એવો અંશ છે, વહી ગયેલી બધી રક્તધારાઓ કરતાંય વધુ મૂલ્યવાન એવી આપણી પવિત્ર આધ્યાત્મિક મૂડી છે. અને છતાંય એ જ લોકોને પૂછો કે એવી રિયાસત મેળવવા માટે ઠંડે કલેજે ફરીથી બીજો એક આંતરવિગ્રહ કરવા એ તૈયાર છે ? તો એક પણ સ્ત્રી કે પુરુષ એ ઠરાવને મત આપશે નહીં. આધુનિક દૃષ્ટિએ યુદ્ધો મૂલ્યવાન હોવા છતાં કશીક આદર્શ ફસલ લણવા માટે એવાં યુદ્ધોનો આરંભ કરી શકાય નહીં. હવે તો ફક્ત જ્યારે આપણા પર યુદ્ધ ઠોકી બેસાડવામાં આવે, દુશ્મનના અન્યાયને કારણે આપણી સમક્ષ બીજો કોઈ પણ વિકલ્પ રહે નહીં, ત્યારે જ યુદ્ધ માટેની સંમતિ શક્ય લાગે છે.

પુરાતન સમયમાં આમ નહોતું. પહેલાંના માનવીઓ શિકારી હતા. અને પડોશની જાતિઓનો શિકાર, પુરુષોની હત્યા, ગામની લૂંટફાટ, સ્ત્રીઓનું અપહરણ, એ અત્યંત લાભદાયી તેમ જ રોમાંચક જીવનરીતિ ગણાતી હતી. આમ જ જે જાતિઓ વધારે લડાયક હોય તે વૈશિષ્ટ્ય મેળવતી, અને લોકોના નાયકોમાં તેમજ લોકોમાં મોટે ભાગે મૂળભૂત એવી લૂંટારુ વૃત્તિ સાથે અક્ષુણ્ણ યુયુત્સા અને યશલાલસા ભળી જતાં હતાં.

આધુનિક યુદ્ધ એટલી ખર્ચાળ પ્રવૃત્તિ છે કે આપણને એમ લાગે એના કરતાં લૂંટ ચલાવવા માટે વેપારવણજ વધારે સારો માર્ગ છે. પરંતુ આધુનિક માનવીએ એના પૂર્વજો પાસેથી તમામ સ્વભાવગત યુયુત્સા વૃત્તિનો અને યશઅનુરાગનો વારસો મેળવ્યો છે. યુદ્ધની અતાર્કિકતાની અને ભયાનકતાની એના ઉપર કોઈ અસર થતી નથી. ઊલટું ભયાનકતા આકર્ષણ પેદા કરે છે. યુદ્ધ એટલે બલિષ્ઠ જીવન, આત્યંતિક કક્ષાનું જીવન.[૩] દરેક દેશનાં અંદાજપત્ર આપણને બતાવી આપે છે કે યુદ્ધનો કર જ માત્ર એવો કરવેરો છે જે ભરવામાં માણસો કદી આનાકાની કરતા નથી.

ઇતિહાસ એ રક્તસ્નાન છે. ઇલિયડ એ ડાયમિડિસ અને એજેક્સ, સાર્પિડન અને હેક્ટર કેવી રીતે હણાયા એની લાંબી કહાણી છે.[૪] એમણે કેવા ઘા કર્યા એની કોઈ વિગત આપણી સમક્ષ રજૂ થવાની બાકી રહી નથી. અને એ કથા ગ્રીક માનસની ગળથૂથીમાં હતી. ગ્રીક ઇતિહાસ એ ઝનૂની રાષ્ટ્રવાદ અને સામ્રાજ્યવાદનું વિશાળ ફલક પર દેખાતું દૃશ્ય છે; પ્રત્યેક નાગરિક યોદ્ધો હોવાને કારણે યુદ્ધ ખાતર યુદ્ધ છે. ''ઇતિહાસ'' ઘડાતો રહેતો હોય છે એ હેતુને બાદ કરતાં એમાં સર્વત્ર રહેલી અતાર્કિકતાને કારણે એનું વાચન પણ ભયાનક છે. અને એ ઇતિહાસ પણ પૃથ્વી ઉપર ક્યારેક જ દેખાઈ હોય એવી બૌદ્ધિક સ્તરે કદાચ શ્રેષ્ઠતમ સંસ્કૃતિના સદંતર વિનાશનો ઇતિહાસ છે.

એ યુદ્ધો તદ્દન લૂંટારુવૃત્તિનાં હતાં. ઘમંડ, ગુલામો, સુવર્ણ, સ્ત્રીઓ અને ઉશ્કેરાટ, એ જ માત્ર એનાં ચાલક બળ હતાં. ઉદાહરણ તરીકે, પેલોપનિસના યુદ્ધમાં ત્યાં સુધી તો જે તટસ્થ હતા એવા (જ્યાંથી ''વિનસ દ મિલો'' મૂર્તિ પ્રાપ્ત થઈ હતી એ ટાપુના) મેલોસ નિવાસીઓને એથેન્સવાસીઓ જઈને કહે છે કે અમારું આધિપત્ય સ્વીકારો.[૫] એલચીઓ મળે છે અને ચર્ચાવિચારણા કરે છે, જેનો પૂરો અહેવાલ થુસિડાયડિઝે આપ્યો છે.[૬] અને એની મીઠી વ્યાવહારિક તર્કબદ્ધતા તો મેથ્યુ આર્નોલ્ડને પણ સંતોષ આપે એવી છે.[૭] એથેન્સવાસીઓ કહે છે, ''બળિયો જેટલું પડાવી શકાય એટલું પડાવી લે, અને નિર્બળ જેટલું આપવું પડે તે આપે.'' મેલોસ નિવાસીઓ જ્યારે કહે છે કે દાસત્વ સ્વીકારવા પહેલાં તો અમે સત્વર દેવો પાસે ધા નાખીશું. ત્યારે એથેન્સવાસીઓ પ્રત્યુત્તર આપે છે, ''દેવો વિશે અમે એમ માનીએ છીએ, અને મનુષ્યો વિશે અમે એમ જાણીએ છીએ કે એમની પ્રકૃતિના નિયમ મુજબ જ્યાં તેઓ શાસન સ્થાપી શકે ત્યાં તે સ્થાપીને રહેશે. આ નિયમ અમે નથી ઘડ્યો. અને એને આધારે કાર્યરત થનારા અમે પહેલવહેલા નથી. અમે તો એને માત્ર વારસામાં મેળવ્યો છે. અમે માનીએ છીએ કે તમે અને સમગ્ર માનવજાત જો અમારા જેટલાં જ શક્તિશાળી હોત તો અમે કર્યું છે એમ જ કર્યું હોત. દેવો વિશે તો આટલું પૂરતું છે, અને અમે તમને જણાવ્યું જ છે કે કયા કારણસર દેવોના

અભિપ્રાયમાં તમારી જેમ અમે પણ ઊંચું સ્થાન ધરાવીશું એવી અમારી અપેક્ષા છે.'' વારુ, તો એ પછી પણ મેલોસ નિવાસીઓ કબૂલ ના થયા અને એમનું નગર કબજે કરવામાં આવ્યું. થુસિડાયડિઝ હળવેકથી કહે છે, ''ત્યાર બાદ એથેન્સવાસીઓએ લડાયક વયના હોય તેવા સૌની હત્યા કરી અને સ્ત્રીઓ તથા બાળકોને ગુલામ બનાવ્યાં. પછી ટાપુ પર સંસ્થાન સ્થાપ્યું. પોતાના પાંચસો વસાહતીઓને ત્યાં મોકલીને.''

સિકંદરની કારકિર્દી એક સીધી સાદી નકરી ચાંચિયાગીરીની હતી, બળજબરી અને લૂંટની પિશાચલીલા સિવાય બીજું કાંઈ નહીં.[૮] વીરનાયક સમા એક વ્યક્તિત્વને કારણે એ રમણીયતાભરી રોમાંચક કથા બની એટલું જ. એમાં કોઈ તર્કશુદ્ધ સિદ્ધાંત નહોતો. અને જેવો એ મૃત્યુ પામ્યો કે એના સરસેનાપતિઓ અને ક્ષેત્રપાલોએ એકબીજા ઉપર આક્રમણ કર્યું હતું. એ સમયની ક્રૂરતા માન્યામાં ન આવે એવી હતી. રોમે જ્યારે ગ્રીસને છેવટે જીતી લીધું હતું ત્યારે પોલસ એમિલિયસને રોમની રાજ્યસભા દ્વારા કહેવામાં આવ્યું કે એના સૈનિકોને એમની મહેનતના બદલામાં ઇપાયરસનું પુરાણું રાજ્ય ''આપવું.''[૯] એ લોકોએ સિત્તેર નગરોને ભોંય ભેગાં કર્યાં અને એ લોકો ત્યાંના દોઢ લાખ રહેવાસીઓને ગુલામો તરીકે ઉઠાવી ગયા. એમણે કેટલાનો સંહાર કર્યો તે હું જાણતો નથી. પરંતુ એટોલિયામાં એમણે બધા – જે સંખ્યા પાંચસો પચાસની હતી એ બધા જ – લોકપ્રતિનિધિઓને મારી નાખ્યા હતા. બ્રુટસ તો ''રોમનો શ્રેષ્ઠતમ ભદ્ર નાગરિક હતો.''[૧૦] પરંતુ ફિલિપીની લડતની પૂર્વ સંધ્યાએ એના સૈનિકોમાં ચેતન પ્રસરાવવા એણે એવું વચન આપ્યું હતું કે જીત થાય એવી રીતે જો એ બધા લડશે તો સ્પાર્ટા અને થેસાલોનીકાનાં નગરો એમને ઉજાડવા માટે સોંપી દેવામાં આવશે.[૧૧]

આવી રક્તસિક્ત ધાત્રી હતી જેણે સમાજને ગઠબંધનની તાલીમ આપી હતી. આપણને વારસામાં મળી છે આવી લડાઈખોર જાતિ. અને વીરકર્મ માટેની મોટા ભાગની જે શક્યતાઓથી માનવજાત સભર છે તે માટે આપણે આ ક્રૂર ઇતિહાસનો આભાર માનવો રહ્યો. મૃત માનવીઓ મૂક હોય છે. અને આ પ્રકાર સિવાયની બીજી કોઈ જાતિ થઈ ગઈ હશે તો એનો કોઈ બચેલો વંશ મૂકી ગઈ નથી. આપણા પૂર્વજોએ આપણાં અસ્થિ અને મજ્જામાં આક્રમકતા વણી દીધી છે. અને સહસ્ર વર્ષની શાંતિ પણ આપણા વંશવેલામાંથી એને ચાળી કાઢી શકશે નહીં. લોકપ્રિય કલ્પના યુદ્ધના વિચારથી સારી એવી હૃષ્ટપુષ્ટ થતી રહે છે. પ્રજામતને એક વાર લડાયક નાદના અમુક તારસ્વર સુધી પહોંચી જવા દો, પછી કોઈ શાસક એનો પ્રતિકાર નહીં કરી શકે. બોઅર યુદ્ધમાં બંને સરકારોએ શરૂઆત બણગાંથી કરી પરંતુ એના કર્તાહર્તાઓ ત્યાં જ અટકી રહી શક્યા નહીં.[૧૨] લશ્કરી તનાવ એમના માટે અતિશય થઈ પડ્યો હતો. ૧૮૯૮માં આપણા પ્રજાજનોએ ''યુદ્ધ'' શબ્દ ત્રણ ઇંચ ઊંચા અક્ષરોમાં છપાયેલો ત્રણ મહિના સુધી દરેક

અખબારમાં વાંચ્યો હતો. મુલાયમ રાજપ્રકરણી મેકિન્લી લોકોના એવા ઉત્સાહમાં તણાઈ ગયા અને સ્પેન સાથેનું આપણું મલિન યુદ્ધ અનિવાર્ય થઈને રહ્યું.[૧૩]

આજે તો શિષ્ટ અભિપ્રાયો એક અજાયબ વૈચારિક ભેળ થઈ પડ્યા છે. સૈન્ય અંગેની એષણાઓ અને આદર્શો હંમેશાં હતાં એટલાં જ બળકટ રહ્યાં છે, પરંતુ હવે વિચારપૂત આલોચના એને પડકારે છે અને તેથી એની પુરાતન સ્વચ્છંદતા પર કડક નિયમન આવે છે. સૈન્યસેવાના પાશવી પાસાને અગણિત લેખકોએ છતું કરી દેખાડ્યું છે. નૈતિક રીતે જોતાં નિર્ભેળ લૂંટ અને જોહુકમી સ્વીકાર્ય એવાં પ્રેરકબળો રહ્યાં નથી, અને એવાં બહાનાં શોધવાં જ પડે છે જેથી એનો આક્ષેપ માત્ર દુશ્મનો ઉપર જ લાદી શકાય. આપણા ભૂમિદળ અને નૌકાસૈન્યના અધિકારીઓ અવિરત ઉચ્ચારણ કર્યા કરે છે કે ઇંગ્લૅન્ડ અને આપણે માત્ર ''શાંતિ'' માટે શસ્ત્રસજ્જ થઈએ છીએ. જર્મની અને જાપાન જ એવા છે જે લૂંટ અને યશ માટે મચી પડ્યા છે. આજે તો સૈન્યતંત્રના મુખમાં ''શાંતિ'' એ ''અપેક્ષિત યુદ્ધ''નો સમાનાર્થી શબ્દ છે. આ શબ્દ એક નર્યો ઉશ્કેરણીજનક સંજ્ઞા બની રહ્યો છે અને શાંતિ માટે અંતઃકરણપૂર્વકની ઇચ્છા ધરાવતી કોઈ પણ સરકારે અખબારમાં એ શબ્દ છપાય એવી પરવાનગી કદીય આપવી જોઈએ નહીં. દરેક અદ્યતન શબ્દકોશે કહેવું જોઈએ કે ''શાંતિ'' અને ''યુદ્ધ''નો અર્થ એક જ છે, હમણાં સંભવિત તો હમણાં સિદ્ધ. રાષ્ટ્રો દ્વારા યુદ્ધ માટેની તીવ્ર ઝનૂનમય પ્રતિસ્પર્ધાત્મક તૈયારીઓ જ ખરેખરું યુદ્ધ છે – અટળ અને અવિરત, એમ કહેવું વાજબી છે. અને સંઘર્ષો તો માત્ર ''શાંતિ''ના મધ્યાંતર દરમિયાન મેળવેલી નિપુણતાની એક પ્રકારની જાહેર ચકાસણી જ છે.

એ તો સ્પષ્ટ જ છે કે આ વિષય ઉપર સુધરેલા માનવીએ એક જાતનું દ્વિમુખી વ્યક્તિત્વ કેળવ્યું છે. જો આપણે યુરોપીય રાષ્ટ્રોને લઈએ તો એમાંથી એક પણ દેશને વાજબી ગણાય તેવો લાભ થતો નથી જે યુદ્ધમાંથી અનિવાર્યપણે નીપજતા આત્યંતિક સંહારને ન્યાયી ઠેરવી શકે. પ્રામાણિક લાભાલાભ વિશેના દરેક ઝઘડામાં સામાન્ય સમજ અને તર્કબુદ્ધિ વડે સુલેહનો માર્ગ મળી જ રહે એમ માની શકાય. હું પોતે તો એમ માનું છું કે આવી આંતરરાષ્ટ્રીય સુતર્કતાની શક્યતા વિશે શ્રદ્ધા રાખવાની ફરજથી આપણે બંધાયેલા છીએ. પરંતુ અત્યારની પરિસ્થિતિને લક્ષમાં લેતાં હું જોઉં છું કે યુદ્ધપક્ષ અને શાંતિપક્ષને એકમેકની નજદીક લાવવા એ કેટલું મુશ્કેલીભર્યું કઠણ કામ છે. અને પોતાની વિરુદ્ધ – કંઈક અંશે વાજબી પણ ગણી શકાય એવી રીતે – સૈન્યવાદી વિચારસરણી મોરચો માંડી રહે એ પ્રમાણે વર્તતા શાંતિવાદના કાર્યક્રમોમાં પણ કંઈક ઊણપો છે, જેને લીધે આ મુશ્કેલી ઊભી થાય છે એમ હું માનું છું. આ આખીય ચર્ચામાં બંને પક્ષો કલ્પના અને લાગણીની ભૂમિકા પર ઊભા છે. માત્ર એક આદર્શલોકની વિરુદ્ધ

બીજો, એટલું જ. અને જે કોઈ જે કાંઈ કહે છે તે સારરૂપ અને પ્રસ્તાવરૂપ હોય છે. આ ટીકા અને તકેદારીને ધ્યાનમાં રાખવા સાથે, સારાંશ જેવી રેખાઓ દ્વારા, હું પરસ્પર પ્રતિસ્પર્ધી વૈચારિક પરિબળોની લાક્ષણિકતાને વ્યક્ત કરવા પ્રયત્ન કરીશ. અને મારા પોતાના ક્ષતિશીલ મનને જે શ્રેષ્ઠ આદર્શ પ્રસ્તાવ જણાય, સમન્વયની જે કેડી સૌથી વધારે મને આશાસ્પદ દેખાય, તે ચીંધવા હું પ્રયત્ન કરીશ.

હું શાંતિવાદી હોવા છતાંય યુદ્ધ અનુશાસનના પાશવી પાસા વિશે મારા વક્તવ્યમાં બોલવાનો નથી (અત્યાર સુધી ઘણા લેખકોએ એ મુદ્દાને ન્યાય આપ્યો છે.) હું સૈન્યવાદી માનસનાં માત્ર ઉચ્ચતર પાસાં પર જ વિચારણા કરીશ. કોઈ રાષ્ટ્રપ્રેમને અપયશયોગ્ય માનતું નથી અને કોઈ ઇન્કાર કરતું નથી કે યુદ્ધ એ ઇતિહાસનું રોમાંચક કથાનક છે. બલ્કે, અમર્યાદિત મહત્ત્વાકાંક્ષા એ દરેક રાષ્ટ્રપ્રેમનો આત્મા છે અને હિંસાયુક્ત મૃત્યુની શક્યતા એ દરેક રોમાંચક કથાનકનો આત્મા. સૈન્યવાદી રાષ્ટ્રપ્રેમીઓ અને રોમાંચક માનસ ધરાવતા સઘળા સર્વ સ્થળે, અને વિશેષ તો વ્યાવસાયિક લડાયક વર્ગના સૌ કોઈ, એક પળ માટે પણ કબૂલ કરવા તૈયાર નથી હોતા કે યુદ્ધ એ સામાજિક ઉત્ક્રાંતિ દરમિયાનની એક અલ્પકાલીન અવસ્થા હોઈ શકે. એ લોકો કહે છે કે ઘેટાંના સ્વર્ગ જેવા આ ખ્યાલ વિરુદ્ધ અમારી ઉચ્ચતર કલ્પના બળવો પોકારી ઊઠે છે. અને તો પછી જીવનનાં સીધાં ચઢાણ ક્યાં ? જો યુદ્ધનો ક્યારેય અંત આવ્યો તો આ દૃષ્ટિએ જોતાં એને ફરીથી શોધી કાઢવું પડશે, જીવનને તદ્દન નમાલું થવામાંથી બચાવવા માટે.

આજના દિવસે યુદ્ધનું બચાવનામું વિચારપૂર્વક તૈયાર કરનારા આ આખી વાતને આનુષ્ઠાનિક ગંભીરતાથી લે છે. યુદ્ધ એક પવિત્ર વિધિ સમું થઈ રહે છે. પરાજિત અને વિજેતા બંનેને એમાંથી લાભ થતો મનાય છે. અને આપણને કહેવામાં આવે છે કે લાભના પ્રશ્નને બાજુ પર રાખીએ તોપણ યુદ્ધ એક સંપૂર્ણ શ્રેયરૂપ છે કારણ કે એ જ તો છે માનવીય પ્રકૃતિ, એની સર્વોચ્ચ પ્રગતિશીલ કક્ષાએ. યુદ્ધના વિકલ્પમાં અનુમાન કરેલી દુનિયામાંથી – કારકુનોની અને શિક્ષકોની, સહશિક્ષણની અને પ્રાણીપ્રેમની, ''ગ્રાહક સંગઠનો''ની અને ''દાતાર સંસ્થાઓ''ની, અમર્યાદિત ઉદ્યોગવાદની, અને નિઃસંકોચ સ્ત્રૈણવાદની દુનિયામાંથી – બચવા માટે ચૂકવવી પડતી કિંમત કરતાં યુદ્ધની ''વિભીષિકા''ની કિંમત સસ્તી છે. નહિ તો પછી સહેજસાજ પણ ઘૃણા નહીં, કઠોરતા નહીં, શૌર્ય નહીં ! ધિક્કાર છે એવા ગમાણ શા ગ્રહના આ ગોળા પર !

મને એમ લાગે છે કે જ્યાં સુધી આ લાગણીના કેન્દ્રવર્તી સારતત્ત્વને લાગેવળગે છે ત્યાં સુધી તો કોઈ પણ સ્વસ્થ મનનો માણસ કંઈક અંશેય એને ન સ્વીકારે એમ નહીં બને. સૈન્યવાદ એ આપણા ખડતલપણાના આદર્શનો એક મોટો રક્ષક છે. અને ખડતલપણાની જેમાં ઉપયોગિતા ન રહી હોય એવું માનવજીવન ધિક્કારપાત્ર છે. પડકાર

ઝીલનારા માટે તો અવરોધ અને ઇનામ વિના ઇતિહાસ સાવ જ ફિક્કો થઈને રહે. અને સૈન્યવાદનો એક પ્રકાર એવો છે જેનો વેલો પોતાની જાતિમાં રખે વિલાઈ ન જાય એવી સૌની ભાવના હોય છે, કારણ કે સૌ કોઈ એની શ્રેષ્ઠતા વિશે સભાન હોય છે. માણસજાત પર એ ફરજ શિરોધાર્ય હોવી જોઈએ કે લડાયક વ્યક્તિત્વનો પુરવઠો ભર્યોભાદર્યો રહે, ઉપયોગ માટે નહીં તો એક ધ્યેય તરીકે અને સંપૂર્ણતાના એક શુદ્ધ નમૂના તરીકે, જેથી રૂઝવેલ્ટના કાયરો અને કાલાં કઢાવનારાઓ પ્રકૃતિના પટ પરથી બધું જ અદૃશ્ય ના કરી મૂકે.[૧૪]

મને લાગે છે કે આ જાતની સ્વાભાવિક લાગણી એ લશ્કરી સાહિત્યનો અંતરતમ આત્મા છે. મારી જાણ મુજબ તો કોઈ પણ અપવાદ સિવાય, સૈન્યવાદી લેખકો એમના વિષયને અંગે અત્યંત રહસ્યમય દૃષ્ટિ અપનાવતા હોય છે અને યુદ્ધને સામાન્ય માનસિક અંકુશ તથા આકાંક્ષાઓ વિનાની જૈવિક અથવા સામાજિક આવશ્યકતા તરીકે જોતા હોય છે. જ્યારે એના પ્રાગટ્ય માટેનો સમય પાકી જાય ત્યારે યુદ્ધે આવવું જ રહ્યું, કારણ હોય કે નહીં. આવી માન્યતાનું કારણ એ છે કે યુદ્ધને વાજબી ઠરાવતી દલીલો હંમેશાં ઉપજાવી કાઢેલી હોય છે. ટૂંકમાં, યુદ્ધ એ માનવની કાયમી ફરજ થઈ જાય છે. સેનાપતિ હોમર લીએ એમના તાજેતરના પુસ્તક ''અજ્ઞાનની બહાદુરી''માં બરોબર આ ભૂમિકા પર પોતાની જાતને ખડી કરી દીધી છે.[૧૫] એમને તો યુદ્ધ માટે તૈયાર એટલે રાષ્ટ્રત્વનો સાર. અને એ માટેની શક્તિ તે રાષ્ટ્રોના સ્વાસ્થ્યનું સર્વોત્તમ માપ.

સેનાપતિ લી કહે છે કે રાષ્ટ્રો કદીય સ્થગિત હોતાં નથી, પણ અનિવાર્ય રીતે એમનાં ચૈતન્ય અને જર્જરતાના પ્રમાણમાં વિકસતાં કે સંકોચાતાં રહેતાં હોય છે. જાપાન અત્યારે ટોચ પર પહોંચ્યું છે. અને વિચારણા હેઠળના આ દૈવાધીન નિયમ મુજબ એના રાજનીતિજ્ઞોએ અસાધારણ દૂરંદેશી રાખી વિજય માટેની વ્યાપક નીતિ દાખલ ન કરી દીધી હોય એ અશક્ય છે. એ નીતિ એટલે એવી રમત જેની પહેલી ચાલમાં હતાં એનાં ચીન તથા રશિયા સાથેનાં યુદ્ધો અને ઇંગ્લૅન્ડ સાથેની સંધિ. અને જેનું છેવટનું ધ્યેય ફિલિપાઇન્સ, હવાઈના ટાપુઓ, અલાસ્કા અને સિયેરાના ઘાટની પશ્ચિમ બાજુનો આપણા આખા સમુદ્રતટ પરનો કબજો. આને લીધે જાપાનને પ્રાપ્ત થાય સમગ્ર પ્રશાંત મહાસાગર પરનું પ્રભુત્વ, જેના પર દાવો કરવા માટે એક રાષ્ટ્રના અનિવાર્ય કર્તૃત્વ તરીકે એ તદ્દન મજબૂર થઈ ગયું હશે. અને આવી ઊંડી ચાલબાજીનો પ્રતિકાર કરવામાં, આપણા આ લેખકના કહેવા મુજબ, આપણે અમેરિકી લોકો પાસે આપણું અભિમાન, આપણું અજ્ઞાન, આપણા વેપારવેડા, આપણી રુશવતખોરી અને આપણી સ્ત્રૈણતા સિવાય બીજું કશું જોતા નથી. સેનાપતિ લી હાલમાં જાપાનના બળનો સામનો કરવા ઊભું કરી શકે એવા આપણા સૈન્યબળની ઝીણવટભરી તંત્રલક્ષી તુલના કરે છે અને એવા નિર્ણય પર આવે છે કે

હવાઈના ટાપુઓ, અલાસ્કા, ઓરેગન, તથા દક્ષિણ કેલિફોર્નિયા લગભગ કોઈ પણ પ્રતિકાર વિના પરાજિત થશે, જાપાનના ઘેરા સામે સાનફ્રાન્સિસ્કોએ એક પખવાડિયામાં તાબે થઈ જવું પડશે, ત્રણ કે ચાર મહિનામાં યુદ્ધ પૂરું થઈ જશે, અને આપણું પ્રજાસત્તાક રાજ્ય જેના રક્ષણ અંગે આપણે બેપરવાહીભરી રીતે બેદરકારી રાખી હતી એને પાછું મેળવવાની આપણી અશક્તિને કારણે ''વેરવિખેર'' થઈ જશે, ત્યાં સુધી કે કદાચ ક્યારેક કોઈ સિઝર પેદા થાય અને રેણ કરીને આપણું એક રાષ્ટ્ર તરીકે પુનર્નિર્માણ કરે.

અલબત્ત આ એક હતાશાભરી ભવિષ્યવાણી છે ! છતાંય અસંભવિત નથી, જો જાપાનના રાજનીતિજ્ઞોના મનોભાવ સિઝરશાઈ હોય તો. અને એના જેવા ઘણા બધા દાખલા ઇતિહાસે પૂરા પાડ્યા છે. વળી સેનાપતિ લી તો માત્ર એની જ કલ્પના કરી શકતા હોય એમ જણાય છે. પરંતુ હવે પછીની સ્ત્રીઓ નેપોલિયનીય કે સિકંદરશાઈ પાત્રોની માતાઓ નહીં જ થાય એમ માનવાને કોઈ કારણ જણાતું નથી.[૧૬] અને જો એવાં પાત્રો જાપાનમાં થાય અને એમને તક મળે તો ''અજ્ઞાનની બહાદુરી''માં અણચિંતવ્યા બનાવોનું જે ચિત્ર દોરવામાં આવ્યું છે એવો છૂપો હુમલો આપણા પર તોળાઈ રહ્યો પણ હોય. જાપાનના અંતરતમ મનોભાવ વિશે હજુ સુધી આપણે અનભિજ્ઞ હોવાથી આવી શક્યતા તરફ દુર્લક્ષ કરવું એ એક પ્રકારની મૂર્ખામી થશે.

બીજા સૈન્યવાદીઓ એમની વિચારસરણીમાં આના કરતાં વધુ સંકુલ અને વધુ નૈતિક હોય છે. એસ. આર. સ્ટાઇનમેટ્ઝનું ''યુદ્ધનું તત્ત્વદર્શન'' એ એક અચ્છો દાખલો છે. આ લેખકના કહેવા પ્રમાણે, યુદ્ધ એ રાષ્ટ્રોને ત્રાજવામાં તોળતા રહેતા ઈશ્વરે નિર્ધાર કરેલી યંત્રણા છે. એ રાજ્યનું સાકાર થયેલું સારતત્ત્વ છે. અને એ જ એકમાત્ર કાર્યક્રમ છે જેમાં લોકો એમની તમામ શક્તિ એકસાથે તથા કેન્દ્રગામી રીતે કામમાં લગાડી શકે. સદ્‌ગુણોના સરવાળાના સરવૈયા સિવાય કોઈ વિજય શક્ય નથી અને કોઈ પરાજય એવો નથી જેના માટે કશોક અવગુણ કે નિર્બળતા જવાબદાર ન હોય. વફાદારી, સંગઠન, અટલતા, વીરતા, સંવેદનતા, શિક્ષણ, શોધકવૃત્તિ, અર્થજ્ઞાન, સમૃદ્ધિ, તંદુરસ્તી અને તરવરાટ – જ્યારે ઈશ્વર એની અદાલત ભરે છે અને લોકો સમૂહોને એકમેક સાથે અફાળે છે ત્યારે આમાંનો એક પણ નૈતિક કે બૌદ્ધિક મુદ્દો એવો નથી જે ગણતરીમાં લેવામાં ન આવતો હોય. શક્તિ એ જ સત્ય છે. અને સ્ટાઇનમેટ્ઝ એમ નથી માનતા કે લાંબે ગાળે પ્રાપ્ય ફળની વહેંચણીમાં દાવ કે દૈવનો કોઈ ફાળો હોય.

આપણે નોંધવું જોઈએ કે જે ગુણો સફળ થાય છે એ ગમે તેમ પણ સદ્‌ગુણો તો હોય છે જ. એમનું શ્રેષ્ઠત્વ શાંતિના સમયમાં તેમ જ લશ્કરી સ્પર્ધામાં, બંનેમાં, હોય છે. પરંતુ ઉપરોક્ત દાખલામાં તનાવની તીવ્રતા આત્યંતિક હોવાને કારણે એક કસોટી તરીકે યુદ્ધ દ્વારા થતું પરીક્ષણ પણ આત્યંતિક હોય છે. એમાં થતા નિંદામણ

જેવી કોઈ બીજી યંત્રણા હોતી નથી. એનો ભયાનક ઘણ ઘાટ આપી મનુષ્યોમાંથી રાજ્યોનું ઘડતર કરે છે. અને આવાં રાજ્યો સિવાય બીજે ક્યાંય મનુષ્યની પ્રકૃતિ પોતાની શક્યતાનો પૂરતો વિકાસ સાધી શકે નહીં. અન્ય વિકલ્પ માત્ર ''વિલય''નો જ રહે છે.

સ્ટાઇનમેટ્ઝ એક સભાન વિચારક છે. અને એમનું પુસ્તક ટૂંકું હોવા છતાં ઘણા બધા મુદ્દાને આવરી લે છે. મને લાગે છે એનું તારતમ્ય સાયમન પેટનના શબ્દોમાં સમાવી શકાય કે માનવજાત પીડા અને ભયના ધાવણ પર ઊછરી છે. અને જે પ્રાણી ''સુખાન્વેષી અર્થવ્યવસ્થા'' અપનાવશે તે એને માટે જીવલેણ સાબિત થશે, જો એવી વ્યવસ્થાની વિનાશક અસરો સામે પ્રતિરોધ કરવા એ શક્તિમાન નહીં હોય તો. જો આપણે ભયના અનુશાસનમાંથી મુક્ત થવામાં રહેલો ભય એમ કહીએ તો આ આખીય પરિસ્થિતિને એક શબ્દગુચ્છમાં મૂકી શકીએ. પ્રતિદ્વંદ્વી પ્રત્યેના પુરાતન ભયને સ્થાને હવે છે આપણી જાત અંગેનો આપણો ભય.

જેમ હું મનોમન તપાસ કરું છું તેમ તમે પણ ભયને ઉથલાવી તપાસી જુઓ. તો એના સગડ કલ્પના કરવાની બે પ્રકારની અનિચ્છા ભણી જતા જણાશે, એક છે રસમૂલક અને બીજી નીતિમૂલક. પહેલી અનિચ્છા એવા ભવિષ્યની કલ્પના કરવાની, જેમાં ઘણાં બધાં આકર્ષિત પાસાં સહિતનું સૈન્યજીવન સદાયને માટે અસંભવિત થઈ જવાનું હોય. અને જેમાં લોકોનું ભાવિ ત્વરિત, રોમહર્ષણ અને કરુણાંતિક રીતિથી કદાપિ નિર્ધારિત ન થાય પરંતુ માત્ર માપસરની અને મોળી એવી ''ઉત્ક્રાંતિ'' દ્વારા થયા કરે. બીજી અનીચ્છા તે માનવના અથાક પ્રયત્નોનો સર્વશ્રેષ્ઠ ખેલ સમેટાઈ જાય, માનવીની ઉજ્જ્વળ સૈન્યભાવના હંમેશને માટે ગોપિત રહેવા અભિશાપિત થઈ જાય, અને કદાપિ કાર્યરત થતી ન દેખાય એવું જોવું પડે તે વિશેની. અન્ય સૌંદર્યલક્ષી તથા નીતિલક્ષી આગ્રહો કરતાં ઊતરતી નહીં એવી આગ્રહપૂર્વકની આ અનિચ્છાઓને કાને ધરવી પડશે, માન આપવું પડશે. એનો સફળ સામનો માત્ર યુદ્ધના દુર્વ્યય અને યુદ્ધની વિભીષિકા અંગે પ્રત્યાગ્રહ કરવાથી નહીં થઈ શકે. વિભીષિકા જ રોમહર્ષણ બની રહેતી હોય છે; અને જ્યારે માનવના સ્વભાવમાંથી ચરમ અને પરમ તારવવાનો પ્રશ્ન હોય ત્યારે ખર્ચની વાત કરવી શરમજનક લાગે છે. આવી માત્ર નકારાત્મક ટીકાની નબળાઈ દેખીતી છે, શાંતિવાદે સૈન્ય પક્ષમાંથી કોઈનું પરિવર્તન કરાવ્યું નથી. સૈન્યપક્ષ પશુતા, ભીષણતા કે દુર્વ્યય એ કશાનો ઇન્કાર કરતો નથી, એ એટલું જ કહે છે કે આ વસ્તુઓ માત્ર અડધુંપડધું પાસું રજૂ કરે છે. સૈન્યપક્ષ એટલું જ કહે છે કે યુદ્ધ માટે આ બધી જ કિંમત ચૂકવવી વાજબી છે. માનવસ્વભાવને સમગ્ર રીતે જોતાં યુદ્ધ એ જ એની નિર્બળ અને કાયર જાત પ્રત્યેનું શ્રેષ્ઠ રક્ષણ છે અને માનવજાતને શાંતિમૂલક અર્થવ્યવસ્થા અપનાવવી પરવડે નહીં.

શાંતિવાદીઓએ એમના વિરોધીઓના રસમૂલક અને નીતિમૂલક દૃષ્ટિબિંદુઓમાં વધારે ઊંડાણમાં જવું જોઈએ. જે. જે. ચેપમેન કહે છે કે કોઈ પણ વિવાદમાં સૌપ્રથમ એમ કરવું, પછી મુદ્દો આગળ ચલાવવો. એમ કરો તો તમારા વિરોધીઓ તમને અનુસરશે. જ્યાં સુધી સૈન્યવાદના પ્રતિવાદીઓ દ્વારા યુદ્ધ અંગે શિસ્ત વિશેના વિકલ્પમાં બીજો કોઈ સમાનાર્થી પ્રસ્તાવ રજૂ કરવામાં ન આવે, એમ કહી શકાય કે ઊર્જા-ઈંધણને સ્થાને ઉપયોગમાં લેવાતા યંત્રના પર્યાય જેવો યુદ્ધનો કોઈ નૈતિક પર્યાય પૂરો પાડવામાં ન આવે, ત્યાં સુધી આ પરિસ્થિતિની અંતરંગ અવસ્થાનો તાગ મેળવવામાં નિષ્ફળતા મળશે. અને નિયમાનુસાર એ નિષ્ફળ જાય છે જ. એમના આદર્શ રાજ્યમાં કલ્પેલાં ફરજો, સજા અને બંદોબસ્તનાં ચિત્રો સર્વાંશે એવાં અત્યંત પોચટ અને પાલતુ હોય છે જે સૈન્યવાદી માનસને સ્પર્શી જ ન શકે. તોલ્સ્તોયનો શાંતિવાદ જ માત્ર આ નિયમમાં અપવાદરૂપ છે, કારણ કે આ દુનિયાનાં મૂલ્યો અંગે એ ગંભીર રૂપે નિરાશાવાદી છે.[૧૭] અને અન્ય સ્થળે જ્યાં દુશ્મનનો ભય એ નીતિનો ઘોંચપરોણો બની રહ્યો હોય છે ત્યાં એના સ્થાને અહીં પ્રભુનો ડર હોય છે. પરંતુ આપણા બધા જ સમાજવાદી શાંતિપુરસ્કર્તાઓ સંપૂર્ણપણે આ દુનિયાનાં મૂલ્યોને માને છે. અને પ્રભુના ડર તથા દુશ્મનના ડરને બદલે આળસુપણામાંથી નીપજતી દરિદ્રતાના ડરને જ ગણતરીમાં લે છે. હું જે સમાજવાદી સાહિત્યને જાણું છું એ તમામમાં આ નબળાઈ ફેલાયેલી મેં જોઈ છે. લોએસ ડિકિન્સનના કાળજીપૂર્વક લખાયેલા સંવાદમાં પણ ઘૃણાસ્પદ મજૂરી પ્રત્યેની પોતાની જુગુપ્સાને માણસ ઓળંગી જઈ શકે તે માટેનાં પરિબળોમાં ઊંચા પગારો અને ટૂંકા કલાકો એટલાનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. દરમિયાન ચારેબાજુ માણસો જેમ પહેલાં તેમ હજુય પીડાની અને ભયની અર્થવ્યવસ્થા હેઠળ જીવે છે – કારણ કે આપણામાંથી જે કોઈ સુખાન્વેષી અર્થવ્યવસ્થા હેઠળ જીવતા હોય છે તે ઝંઝાવાતમાં હેલે ચઢેલા મહાસાગર મધ્યેના માત્ર એક ટાપુ સિવાય બીજું કાંઈ નથી – અને જે લોકોને જીવનના કટુરસ પ્રત્યેનો અનુરાગ હજુ રહ્યો છે એમને આજના આદર્શ રાજ્યવાદી સાહિત્યના સમગ્ર વાતાવરણનો સ્વાદ થાળી ઊટકતાં વધેલા પાણી જેવો, ઊબકા જેવો, લાગે છે. સાચું કહીએ તો સઘળે પ્રસરેલી ક્ષુદ્રતાનો એ સંકેત છે.

ક્ષુદ્રતા તો હંમેશાં આપણી સાથે હોય છે જ. અને એ પ્રત્યેનો દયાહીન તિરસ્કાર એ લશ્કરી મિજાજનો મુખ્ય સૂર હોય છે. મહાન ફ્રેડરિકે ઘાંટો પાડી પૂછ્યું, ‘‘કૂતરાંઓ, તમે સદાય જીવતા રહેવા માગો છો ?’’[૧૮] આપણા આદર્શ રાજ્યવાદીઓ કહે છે, ‘‘હા, અમને સદાય જીવતા રહેવા દો અને અમારું ધોરણ ધીરે ધીરે ઊંચું લાવો.’’ આપણા આજના ‘‘ક્ષુદ્ર’’ લોકો અંગે સૌથી ઉત્તમ બાબત તો એ છે કે એ લોકો નખ જેટલા રૂક્ષ હોય છે તથા ભૌતિક અને નૈતિક રીતે લગભગ એટલા જ સંવેદનહીન હોય છે.

આદર્શ રાજ્યવાદ એમને પોચટ અને પોપલા થઈ ગયેલા જોવા ઇચ્છશે, જ્યારે સૈન્યવાદ એમની રુક્ષતા રહેવા દેશે પરંતુ ''સેવા માટે'' જરૂરી એવા સદ્‌ગુણાત્મક લક્ષણમાં એનું રૂપાંતર કરવા ઇચ્છશે, જેને કારણે ક્ષુદ્રતાના આળમાંથી એ છટકી જશે. જ્યારે માનવી જાણતો થાય છે કે જે સમૂહને પોતે આધીન છે એને એ બધા ગુણોની આવશ્યકતા છે ત્યારે મનુષ્યના દરેક ગુણ ગૌરવપ્રદ થઈ રહે છે. જો સમૂહ વિશે એને ગૌરવ હોય તો એનું સ્વાભિમાન પણ એટલા પ્રમાણમાં ઊંચે ચઢે છે. આવા ગૌરવને પોષવા માટે લશ્કર જેવું બીજું કોઈ જૂથ નથી. પરંતુ એ કબૂલ કરવું રહ્યું કે શાંતિમય ભદ્રલૌકિક ઉદ્યોગવાદનું કલ્પન તો એવા સમૂહના ભાગરૂપ હોવા અંગેના વિચારમાત્રથી માનનીય મનાતાં અગણિત હૃદયોમાં લજ્જા પેદા કરે એમ છે. એ તો દેખીતું છે કે યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાનું અત્યારે જે રીતનું અસ્તિત્વ છે તે સેનાપતિ લી જેવાના મનમાં તો માનવીય મેદનું થેથર હોવાની છાપ ઉપસાવે છે. ક્યાં છે તીક્ષ્ણતા અને તત્પરતા, પોતાના કે અન્યના જીવતર પ્રત્યેનો તુચ્છકાર ? ક્યાં છે ઉદ્દંડ ''હા'' અને ''ના'', બિનશરતી ફરજની ભાવના ? ક્યાં છે લશ્કરી ભરતી ? ક્યાં છે રક્તવેરો ? ક્યાં છે એવી કોઈ ચીજ કે જેમાં જોડાવાથી આપણે ગૌરવ અનુભવીએ ?

પૂર્વભૂમિકા રૂપે આટલું કહ્યા પછી હવે હું મારા પોતાના આદર્શ રાજ્ય વિશેની કબૂલાત કરીશ. હું શાંતિના શાસનમાં અને ક્રમશઃ ઉદ્‌ભવતા જતા કોઈક પ્રકારના સમાજવાદી સમતુલનમાં શ્રદ્ધાપૂર્વક માનું છું. યુદ્ધની ઉપયોગિતાની પ્રારબ્ધવાદી દૃષ્ટિ મને તો અર્થહીન જણાય છે, કારણ કે હું જાણું છું કે બીજા કોઈ પણ ઉદ્યમની જેમ યુદ્ધ પણ ચોક્કસ હેતુઓને કારણે થતું હોય છે અને તે વ્યાવહારિક નિયમન તથા તર્કબદ્ધ ટીકા પર આધારિત હોય છે. અને જ્યારે આખાં રાષ્ટ્રો સૈન્ય બની ગયાં હોય તથા બૌદ્ધિક સંસ્કૃતિના ક્ષેત્રમાં વિનાશનું વિજ્ઞાન ઉત્પાદનના વિજ્ઞાન સાથે હરીફાઈમાં ઊતરતું હોય ત્યારે હું જોઉં છું કે યુદ્ધ એ એના પોતાના રાક્ષસી મહાકાય સ્વરૂપને કારણે અસંમજસ અને અશક્ય બની જતું હોય છે. અતિશય મહત્ત્વાકાંક્ષાઓને સ્થાને વાજબી હકદાવાને ગોઠવવા પડશે અને રાષ્ટ્રોએ એવાં સૈન્યજૂથો સામે એક સંગઠિત મોરચો બાંધવો પડશે. હું એવું કોઈ કારણ જોતો નથી કે જેથી આ બધા મુદ્દા જેમ ગોરા દેશોને તેમ જ પીળા દેશોને પણ શા માટે લાગુ ન પડી શકે. અને હું એવું ભવિષ્ય જોવાની અપેક્ષા રાખું છું કે જેમ સંસ્કારી લોકો વચ્ચે હોય છે તેમ યુદ્ધનાં કૃત્યો પર વિધિસર પ્રતિબંધ દાખલ કરવામાં આવશે.

મારી આ બધી જ માન્યતાઓ મને બરોબર સૈન્યવિરોધી પક્ષની વચ્ચે મૂકી દે છે. પરંતુ હું નથી માનતો કે આ ગ્રહ ઉપર કાયમને માટે શાંતિ સ્થપાશે કે સ્થપાવી ઇચ્છનીય ગણાશે, સિવાય કે શાંતિસિદ્ધાંત પર રચાયેલાં રાજ્યો દ્વારા સૈન્યની શિસ્તનાં

કેટલાંક જૂનાં તત્ત્વોને સાચવી લેવામાં આવે. કાયમી સફળતા સહિતની શાંતિમૂલક અર્થવ્યવસ્થા એ કોઈ સાદી સીધી સુખાન્વેષી અર્થવ્યવસ્થા ન હોઈ શકે. વધતા-ઓછા અંશે જે સમાજવાદી ભવિષ્ય તરફ માનવજાત વહેતી જતી જણાય છે, એ મુજબ આપણે આંશિક રીતે વસવાટયોગ્ય એવા આ એકમાત્ર ગ્રહ ઉપર આપણી વાસ્તવિક સ્થિતિમાંથી ઉદ્‌ભવતા પ્રશ્નોના પ્રત્યુત્તરમાં જે કઠિનાઈઓ આવે છે એને સામૂહિક રીતે સહન કરવી પડશે. લશ્કરી માનસ જેને વફાદારીપૂર્વક વળગી રહે છે એ મર્દાનગીનું સાતત્ય આપણે નવીન ઊર્જા અને ખડતલપણા દ્વારા જાળવી રાખવું પડશે. લડાયક ગુણો ટકાઉ રેણ હશે. ત્યારે પણ નિર્ભયતા, પોચટવેડા પ્રત્યે તિરસ્કાર, અંગત સ્વાર્થનો ત્યાગ અને આજ્ઞાપાલન, એ બધાંનો એક ખડક હોવો જોઈએ જેના ઉપર રાજ્યોની સ્થાપના થાય છે – સિવાય કે, ખરેખર આપણે ઇચ્છીએ કે તિરસ્કારને પાત્ર એવાં કલ્યાણરાજ્યો વિરુદ્ધ ભયજનક પ્રત્યાઘાતો ઊભા થાય, અને પડોશમાં ક્યાંક સૈન્યવાદી ઉદ્યમ માટેનું કોઈ કેન્દ્ર નક્કર રૂપ લે અને ત્યાંથી આપણા ઉપર આક્રમણને નોતરવાની શક્યતા ઊભી થાય.

યુદ્ધ પક્ષ એ ફરી ને ફરી પ્રતિપાદન કરવામાં અવશ્ય સાચો છે કે લડાયક ગુણોમાં – જોકે જાતિએ મૂળ તો યુદ્ધ દ્વારા પ્રાપ્ત કર્યાં હતાં – સદાય અને સંપૂર્ણપણે માનવનું શ્રેય છે. છેવટે તો સૈન્ય રૂપમાં વ્યક્ત થયો રાષ્ટ્રપ્રેમ અને મહત્ત્વાકાંક્ષા એ સર્વસામાન્ય એવા પ્રતિસ્પર્ધાત્મક આવેશનું જ એક વિશેષ રૂપ છે. એ એનું પ્રથમ સ્વરૂપ છે, પરંતુ એથી એવું ધારી લેવાની કોઈ જરૂર નથી કે એ એનું આખરી રૂપ છે. હાલમાં માણસો વિજેતા રાષ્ટ્રોનાં અંગ હોવામાં ગૌરવ અનુભવે છે. અને જરાય ગણગણાટ કર્યા વિના એમના તનનું તથા ધનનું બલિદાન આપે છે, જો એમ કરતાં તાબેદારીને ટાળી શકાતી હોય તો. પરંતુ કોને એવી ખાતરી હોઈ શકે કે પૂરતાં સમય, શિક્ષણ અને સૂચનો મળતાં પોતાના દેશનાં અન્ય કોઈ પાસાં સ્વાભિમાનના તથા શરમના એવા જ અસરકારક ભાવ સાથે જોડાયેલાં ન દીસે ? આદર્શના કોઈ પણ પાસામાં શ્રેષ્ઠ હોય એવા સમૂહમાં જોડાવા માટે રક્તવેરો ચૂકવવો પડે એ કિંમત વ્યાજબી છે એમ શા માટે કોઈક દિવસ માણસોને ન લાગે ? જેના પોતે સભ્ય હોય એ સમાજ જો કોઈ પણ રીતે દુષ્ટ હોય તો શા માટે એ લોકો અકળામણ સાથે શરમ ન અનુભવે ? દરરોજ વધતી જતી સંખ્યામાં વ્યક્તિઓ આવો સામાજિક આવેશ અનુભવતી હોય છે. પ્રશ્ન માત્ર એક તણખા ઉપર ફૂંક મારતા રહેવાનો છે કે જેનાથી તરત આખી પ્રજા ઝળઝળી ઊઠે, અને સૈન્યના યશ પર આધારિત પુરાણી નીતિરીતિના ખંડેર ઉપર સામાજિક યશ આધારિત નીતિરીતિની સ્થાયી વ્યવસ્થા આપમેળે રચાતી જશે. આખો સમાજ જેને સ્વીકારે તે માન્યતા વ્યક્તિને પણ પોતાની બાથમાં લે છે. અત્યાર સુધી તો યુદ્ધકાર્યે આપણને જકડ્યા છે. પરંતુ

કોઈક દિવસ એના કરતાં રચનાત્મક કાર્યમાં રસ ઓછો આદેશાત્મક નહીં લાગે, અને વ્યક્તિ ઉપર એ ભારરૂપ પણ ભાગ્યે જ બને.

મારા વિચારનું દૃષ્ટાંત વધારે સઘન રીતે રજૂ કરવા દો. જીવન કઠિન છે, માણસોએ મહેનત કરવી પડે છે અને પીડા સહન કરવી પડે છે, એ હકીકતમાત્રમાં એવું કશું નથી જેથી કોઈને અકળામણ થાય. આ ગ્રહની પરિસ્થિતિ એક વાર કહેતાં હંમેશને માટે એવી જ રહી છે અને આપણે એ સહન કરતા રહીશું. પરંતુ આટલા બધા માણસોને ફક્ત જન્મ અને તકના અકસ્માતને કારણે મહેનત, પીડા અને કઠિનતા સિવાય અન્ય કશું જ જેમાં ન હોય એવું જીવન જીવવું પડે, અને એમના પર ક્ષુદ્રતા ઠોકી બેસાડવામાં આવે, એમને કોઈ નવરાશનો સમય મળે નહીં, જ્યારે મૂળભૂત રીતે જોતાં એમના કરતાં કાંઈ વધુ મેળવવા લાયક ન હોય એવા લોકોએ આવી કશ્મકશી જિંદગીનો સ્વાદ કદીય ચાખ્યો ન હોય – આટલું તો વિચારશીલ માનસમાં પુણ્યપ્રકોપ પેદા કરવા માટે પૂરતું છે. એનો ત્યારે જ અંત આવે જ્યારે આપણને સૌને એ શરમજનક લાગે કે આપણામાંથી કેટલાકને માટે કૂચ કવાયત સિવાય કાંઈ જ નથી અને અન્ય માટે પૌરુષહીન આરામ સિવાય કાંઈ નથી. હવે – અને મારું મંતવ્ય આ છે – જો સૈન્યની ભરતીને બદલે સમગ્ર યુવાવર્ગની ભરતી અમુક વર્ષો માટે કુદરત સામે ઝઝૂમવા ઊભા કરાયેલા સૈન્યમાં કરવામાં આવે તો અન્યાયનાં સ્તરો સમથળ થતાં જાય અને કલ્યાણરાજ્યમાં ઉત્તરોત્તર બીજાં શુભ કાર્યો પણ નીપજતાં રહે એમ બને. સૈન્યના આદર્શો, ખડતલપણું અને શિસ્ત, લોકોના વિકસતા જતા પોતમાં વણાઈ જઈ શકે. અત્યારે જે ગ્રહ ઉપર માનવી વસે છે એની સાથેના અનુબંધ વિશે અને પોતાના ઉચ્ચતર જીવનના પાયામાં રહેલી કાયમની કટુતા તથા કઠિનતા વિશે અત્યારનો ભોગવિલાસી વર્ગ જેમ આંધળો છે તેવો અંધાપો કોઈને ના રહે. આપણા ગિલેટ ચઢાવેલા જુવાનોને એમની પસંદગી પ્રમાણે ભરતી કરી, કોલસા અને લોખંડની ખાણોમાં, માલગાડીઓમાં, શિયાળામાં દરિયે જતા મછવાઓની લંગારમાં, વાસણો ઊટકવામાં, કપડાં ધોવામાં, બારીઓના કાચ ધોવામાં, રસ્તા અને બુગદા બનાવવામાં, લુહારની કોઢમાં, ભઠ્ઠીમાં ઈંધણ ઓરવામાં, અને ગગનચુંબી ઇમારતોનાં માળખાં ઊભાં કરવામાં જોતરી દેવામાં આવે જેથી એમની બાલિશતા એમનામાંથી ખંખેરાઈ જાય, અને વધુ સ્વસ્થ સહાનુભૂતિ સાથે તથા છકેલ ન હોય એવા વિચારો સાથે સમાજમાં એ પાછા આવે. એમણે એમનો રક્તવેરો ભરપાઈ કર્યો હશે, માનવીના કુદરત સામેના જુગજૂના જંગમાં એમને હિસ્સે આવતો ભાગ એમણે ભજવ્યો હશે, પૃથ્વીના પટ પર એ વધુ ગૌરવ સાથે પગલાં ભરી શકશે, નારી દ્વારા એમનું અધિક મૂલ્ય થશે, અને પછીની પેઢીને માટે એ વધારે સારા પિતા અને શિક્ષક થશે.

આવી ભરતીથી – અને એમ થવું અનિવાર્ય થઈ જાય એવી પ્રજામતની સ્થિતિ હોય – એના ફળ સ્વરૂપે જે ઘણા સદ્ગુણો પ્રાપ્ત થાય તેને લીધે શાંતિમય સંસ્કૃતિના ગાળા દરમિયાન જે મર્દાનગી ગુણો અદશ્ય થઈ જશે એવો ભય સૈન્ય પક્ષને છે તે ગુણો ટકી રહેશે. આપણને પ્રાપ્ત થશે રૂક્ષતા વિનાની ખડતલતા, શક્ય એટલી ઓછી ગુનાહિત ક્રૂરતા સાથેનું શાસન, કષ્ટદાયક ગણાતું કાર્ય ઉલ્લાસ સાથે થતું હશે કારણ કે એવી ફરજ હંગામી હશે, અને અત્યારની જેમ કોઈની બાકીની આખી જિંદગીની અધોગતિ નહીં થતી હોય. મેં ઉલ્લેખ કર્યો હતો, ''યુદ્ધનો નૈતિક પર્યાય.'' અત્યાર સુધી આખા સમાજને શિસ્તબદ્ધ કરી શકે એવું એકમાત્ર બળ યુદ્ધ જ છે. અને જ્યાં સુધી એને સમકક્ષ હોય એવી શિસ્તની વ્યવસ્થા કરવામાં ન આવે ત્યાં સુધી, હું માનું છું કે યુદ્ધનો માર્ગ મોકળો છે. પરંતુ મને કોઈ ગંભીર શંકા નથી કે સામાજિક મનુષ્યનાં સામાન્ય સ્વાભિમાન અને શરમ એક વાર અમુક તીવ્રતા સુધી વિકસિત થાય તો મેં જેની રૂપરેખા આપી છે એવો નૈતિક પર્યાય અથવા જાતિની મર્દાનગી ટકી રહે એવો અન્ય કોઈ અસરકારક વિકલ્પ સંગઠિત કરવા માટે માનવી શક્તિમાન છે. સવાલ માત્ર સમયનો જ છે, કુનેહપૂર્વકના પ્રચારનો જ છે અને અભિપ્રાયોને આકાર આપી શકે એવા મનુષ્યો આ ઐતિહાસિક તકને ઝડપી લે તેનો જ છે.

કોઈ પણ જાતિનાં લડાયક લક્ષણોની વંશવૃદ્ધિ યુદ્ધ વિના શક્ય છે. સબળ સ્વાભિમાન અને નિસ્વાર્થવૃત્તિ દરેક સ્થળે ઊભરાતી જોવા મળે છે. એક રીતે પાદરીઓને અને દાક્તરોને એવું શિક્ષણ આપવામાં આવે છે. જો આપણે આપણા કાર્યને રાષ્ટ્ર પ્રત્યેની શિરોધાર્ય સેવા તરીકે ગણીએ તો આપણે બધા જ કાંઈક અંશે એને આદેશાત્મક માની શકીએ. જેમ સૈનિકો પર સૈન્યનું સ્વામીત્વ હોય છે તેવી રીતે આપણે તાબેદારી સ્વીકારી લેવી જોઈએ અને તો આપણું સ્વાભિમાન એટલા પ્રમાણમાં ઊંચું જશે. પછી જેમ આજે સૈન્યના અધિકારીઓ ગરીબ હોવા છતાં બિચારા નથી હોતા તેવા આપણે હોઈશું. આજ પછી આગળ જતાં એક જ વસ્તુની જરૂર છે, જેમ અગાઉના ઇતિહાસમાં સૈન્યવાદી મિજાજને ઉદ્દીપ્ત કરવામાં આવ્યો હતો તેમ હાલ સામાજિક મિજાજને ઉદ્દીપ્ત કરવો. હંમેશની જેમ એચ. જી. વેલ્સ પરિસ્થિતિનું મર્મસ્થાન જોઈ શકે છે.[૧૯] એ કહે છે, ''ઘણીબધી રીતે જોતાં સૈન્યતંત્રની રચના એ સૌથી વધારે શાંતિમય કાર્ય છે. જ્યારે વર્તમાન માનવી ઘોંઘાટ ભરેલી કૃતક જાહેરખબરો, ઘૂસણખોરી, ભેળસેળ, ખોટના વેપાર અને ત્રુટક નોકરીનો માર્ગ પડતો મૂકી લશ્કરી છાવણીમાં દાખલ થાય છે ત્યારે તે એક ઉચ્ચતર સામાજિક સ્તર ઉપર સેવા, સહકાર અને અત્યંત અધિક ગૌરવપૂર્ણ અનુકરણીય પ્રયત્નોની ભૂમિકા પર પગ મૂકે છે. ઓછામાં ઓછું અહીં માણસોને તાત્કાલિક કાંઈ કામ ન હોવાનું કારણ બતાવી નોકરીમાંથી બહાર ફેંકી દઈ સબડવા દેવામાં આવતા

નથી. એમને પોષણ પૂરું પાડવામાં આવે છે અને સેવા વધારે સારી થઈ શકે તે માટે કૂચ અને કવાયતથી તૈયાર કરવામાં આવે છે. ઓછામાં ઓછું અહીં તો માણસ પોતાની જાતને ઓગાળીને બઢતી મેળવે છે, નહીં કે જાતને આગળ ધર્યા કરીને. અને વેપારવાદ મારફતે સંશોધન ખાતે અપાતા નજીવા અને ત્રૂટકછૂટક ભંડોળ તથા વૈજ્ઞાનિક અર્થવ્યવસ્થા અને નવીન સંશોધનમાંથી મળતા ટૂંકી દૃષ્ટિના નફા માટેનાં હવાતિયાંની સરખામણીમાં જુઓ કે નૌકા અને ભૂમિદળમાં સાધનો અને પદ્ધતિની એકધારી અને કેવી ધ્યાનાર્હ ઝડપી પ્રગતિ થઈ છે ! છેલ્લા થોડા દસકાઓમાં લગભગ સંપૂર્ણપણે વેપારીઓને હવાલે કરી દીધેલી સામાજિક સવલતોની પ્રગતિનો વિકાસ લશ્કરી સંસ્થામાં જે વિકાસ થયો છે એની સાથે તુલના કરવા જેવું બીજું કશુંય વધારે ધ્યાન ખેંચે એવું કાર્ય નથી. દાખલા તરીકે, આજનાં ઘરવપરાશનાં સાધનો પચાસ વર્ષ પહેલાં હતાં એના કરતાં હવે તો સહેજસાજ વધારે સારાં હોય. આજનું મકાન હજુય લગભગ ૧૮૫૮ના મકાન જેટલું જ ઓછા હવાઉજાસ વાળું, દુર્વ્યયભર્યાં ઉષ્ણતાયંત્રોવાળું, અણઘડ રીતે ગોઠવાયેલું અને અણઘડ રાચરચીલાવાળું છે. આપણું ધોરણ એટલું ઓછું ઊંચું ગયું છે કે બસોએક વર્ષો પહેલાંનાં જૂનાં મકાનો હજુ પણ વસવાટ માટે સંતોષકારક છે. પરંતુ પચાસ વર્ષ પહેલાંની બંદૂક કે લડાયક જહાજ અત્યારે આપણી પાસે છે એ કરતાં શક્તિમાં, ઝડપમાં અને સવલતમાં એકસરખી રીતે ક્યાંય ઊતરતી કક્ષાનાં છે. નિવૃત્ત કરાયેલી એવી ચીજો હવે કોઈને ઉપયોગી નથી.''[૨૦]

વેલ્સ ઉમેરે છે : એમનું એમ માનવું છે કે હાલની લશ્કરી ફરજ યુરોપીય રાષ્ટ્રોને જે બંદોબસ્ત અને શિસ્તનો ખ્યાલ, સેવા અને આદરની પરંપરા, શારીરિક સ્વાસ્થ્ય, અટંક પ્રયત્ન અને સર્વસામાન્ય ફરજનું ભાન શીખવે છે, એ ત્યારે એક કાયમી અકસ્માત બની રહેશે જ્યારે આખરી શાંતિને ઊજવવા માટે થયેલી આતશબાજીમાં છેલ્લો દારૂગોળો વપરાઈ ગયો હશે. એમની જેમ હું પણ એમ માનું છું. જો જર્મન અથવા જાપાની વડે હણાઈ જવાનો ભય જ એકમાત્ર એવું બળ હોય જે અંગ્રેજ અને અમેરિકી સ્વભાવમાં ગૌરવનો આદર્શ તથા કાર્યક્ષમતાનું ધોરણ સ્થાપી શકે તો એ એક તદ્દન ઉટપટાંગ વાત હશે. ચોક્કસ, ભય એ મોટી વસ્તુ છે. પરંતુ આપણા સૈન્ય સમર્થકો માને છે, અને આપણને મનાવવા પ્રયત્ન કરે છે, એ મુજબ મનુષ્યની આધ્યાત્મિક શક્તિની ઉચ્ચતર કક્ષાને જાગૃત કરવા માટે એ જ એકમાત્ર ઉત્તેજક તત્ત્વ નથી. કોન્ગોમાં સ્ટેન્લીની ટોળી પાછળ ''માંસ ! માંસ !''ની માનવભક્ષી યુદ્ધ કિકિયારીઓ પાડતા કાળા લડવૈયાઓના માનસ અને કોઈ પણ સુધરેલા રાષ્ટ્રના ''લશ્કરી અધિકારી વર્ગ'' વચ્ચેના અંતરના પ્રમાણ કરતાં, મારા પ્રસ્તાવ મુજબના આદર્શ રાજ્ય માટે લોકમતમાં થવા જોઈતા ફેરફારની માત્રા ખૂબ જ ઓછી છે.[૨૧] પૂર્વોક્ત ઉદાહરણના અંતર ઉપર સેતુબંધ

થયેલો ઇતિહાસે જોયો છે, ઉત્તરોક્ત અંતરને આંબતો સેતુ એના કરતાં ક્યાંય અધિક સહેલાઈથી બંધાઈ શકશે.

## પાદટીપો

૧. વિલિયમ જેમ્સ. અમેરિકી દાર્શનિક અને માનસશાસ્ત્રી,. ઈ. સ. ૧૮૪૨-૧૯૧૦. ''પ્રિન્સિપલ્સ ઑફ સાયકૉલોજી'' અને ''વેરાયટીઝ ઑફ રિલિજીયસ એક્સપિર્યન્સ'' એ એમનાં નોંધપાત્ર પુસ્તકો છે.

૨. યુનાઇટેડ સ્ટેસ્ટ ઑફ અમેરિકાની એકતા જાળવવા માટે પ્રમુખ અબ્રાહમ લિંકનની આગેવાની હેઠળ કેન્દ્ર સરકાર તરફી ઉત્તરનાં રાજ્યો વિરુદ્ધ દક્ષિણનાં રાજ્યો વચ્ચે થયેલું યુદ્ધ, ઈ. સ. ૧૮૬૧-૧૮૬૫, જેના મૂળમાં વેપારઉદ્યોગને લગતાં કારણો હોવા ઉપરાંત ગુલામીની પ્રથા અંગેના ઉગ્ર મતભેદો હતા.

૩. કોઈ મુદ્દા પર ભાર આપવા માટે લિપિના ગાઢા અક્ષરો મૂળ લેખ પ્રમાણે છે.

૪. ઇલિયડ, ગ્રીક કવિ હોમર, ઈ. સ. પૂર્વે આશરે ૯૦૦-૮૦૦, રચિત અથવા સંચિત કથાકાવ્ય. ટ્રોયના રાજકુમાર પૅરિસ દ્વારા સ્પાર્ટાના રાજા મેનેલોસની પત્ની – જે દેવરાજ ઝ્યુસની પુત્રી હતી – રૂપસુંદરી હેલનનું અપહરણ થયું હતું. તેનો બદલો લેવા માટે થયેલા યુદ્ધની કથા.

ડાયમિડિસ. ટ્રોયના યુદ્ધમાં ભાગ લેનાર એક યોદ્ધો.

સાર્પિડન. ગ્રીક દેવ ઝ્યુસનો પુત્ર. ટ્રોયના યુદ્ધનો એક ગ્રીક યોદ્ધો.

એજેક્સ. ટ્રોયના યુદ્ધમાં ભાગ લેનાર એક ગ્રીક યોદ્ધો, જે એકિલિઝ કરતાં વધારે શૂરવીર ગણાતો હતો.

હેક્ટર. ટ્રોયના યુદ્ધમાં ટ્રોય પક્ષનો પ્રમુખ યોદ્ધો.

૫. પેલોપનિસ. ઇજિયન સમુદ્રમાં આવેલો એક ટાપુ. ત્યાં એક બાજુ એથેન્સ અને બીજી બાજુ સ્પાર્ટાના નેતૃત્વ હેઠળ ઈ. સ. પૂર્વે આશરે ૪૧૧-૪૦૪ દરમિયાન યુદ્ધ થયું હતું.

૬. થુસિડાયડિઝ. ગ્રીક ઇતિહાસકાર. ઈ. સ. પૂર્વે આશરે ૪૬૦-૪૦૪. પેલોપનિસના યુદ્ધ વિશેનું એમનું વર્ણન પશ્ચિમ ઇતિહાસનું પ્રથમ પુસ્તક મનાય છે.

૭. મેથ્યુ આર્નોલ્ડ. વિક્ટોરિયા યુગના કવિ, વિવેચક અને સામાજિક આલોચક. ઈ. સ. ૧૮૨૨-૧૮૮૮. તત્કાલીન સમાજના દરેક સ્તરે પ્રસરેલી બર્બરતા સામે આકરી આલોચના કરવા માટે જાણીતા.

૮. સિકંદર. ઈ. સ. પૂર્વે ૩૫૬-૩૨૩. સામાન્ય રીતે અંગ્રેજી ભાષામાં ઇતિહાસનાં વર્ણનોમાં ''એલેક્ઝાંડર ધ ગ્રેટ'' તરીકે ઓળખાય છે. મેસેડેનિયાનો રાજા, જેણે યુરોપથી માંડીને ઈરાન તથા ભારતની ભૂમિ સુધી યુદ્ધો કર્યાં હતાં.

૯. પોલસ એમિલિયસ. રોમનો એક સેનાપતિ, ઈ. સ. પૂર્વે આશરે ૨૨૯-૧૬૦. ઇપાયરસ. ગ્રીસના નૈઋત્ય ભાગમાં અને આલ્બિનેયાના દક્ષિણ ભાગમાં આવેલો એક પ્રદેશ.

૧૦. બ્રુટસ. જુલિયસ સિઝરની હત્યાના કાવતરામાં ભાગ લેનાર એક સેનાપતિ. ઈ. સ. પૂર્વે આશરે ૮૫-૪૨. ફિલિપીની લડતમાં માર્ક એન્ટની સામે લડતાં તે હાર્યો હતો અને તેણે આત્મહત્યા કરી હતી.

૧૧. ફિલીપી. ગ્રીસનું એક નગર. ઈ. સ. પૂર્વે ૪૨માં ત્યાં માર્ક એન્ટની તથા ઑક્ટેવિયસ વિરુદ્ધ બ્રુટસ તથા કેસિયસનું યુદ્ધ થયું હતું, જેમાં બ્રુટસના પક્ષનો પરાજય થયો હતો. થેસલોનિકા. એક ગ્રીક નગર.

૧૨. ''બોઅર.'' મૂળ ડચ ભાષાનો શબ્દ, ''ખેડૂત.'' દક્ષિણ આફ્રિકાના ટ્રાન્સવાલ અને ઓરેન્જ પ્રાંતમાં તથા અન્ય બે પ્રાંતોમાં વસેલા ડચ જાતિના વસાહતીઓ તથા એમના વંશજો માટે વપરાતો શબ્દ. એ વસાહતીઓના સ્થાનિક રાજ્યકર્તાઓ (એમના સ્વયંસેવક સૈન્યમાં સૈનિક સંખ્યા આશરે ૮૮,૦૦૦) અને લંડન સ્થિત નામદાર અંગ્રેજ સરકાર (એમના કાયમી સૈન્યની સૈનિક સંખ્યા આશરે ૫૦૦,૦૦૦) વચ્ચે થયેલું યુદ્ધ, ઈ. સ. ૧૮૯૯-૧૮૦૨. એક અંગ્રેજ સેનાપતિએ કારાવાસ છાવણીમાં કેદ કરેલાં ૨૦,૦૦૦ જેટલાં ''બોઅર'' નિઃશસ્ત્ર સ્ત્રીપુરુષબાળકો કમોતે મર્યાં હતાં. મોહનદાસ કરમચંદ ગાંધી નામના એક ગુજરાતી હિન્દુસ્તાની બૅરિસ્ટરે સ્થાનિક ભારતીય સ્વયંસેવક સારવાર દળના નેતા તરીકે આ યુદ્ધમાં ભાગ લીધો હતો.

૧૩. મેકિન્લી. વિલિયમ મેકિન્લી, અમેરિકાના ૨૫મા પ્રમુખ. ઈ. સ. ૧૮૯૬-૧૯૦૧.
યુદ્ધ, અમેરિકી-સ્પેન વિગ્રહ, ઈ. સ. ૧૮૯૮. આ યુદ્ધના પરિણામે ક્યૂબા સ્પેનના તાબામાંથી મુક્ત થાય છે. ફિલિપાઇન્સ અમેરિકાના તાબામાં આવે છે, અને અમેરિકાની એક સામ્રાજ્ય તરીકેની સત્તા સ્થપાય છે.

૧૪. રૂઝવેલ્ટ. થિયોડોર રૂઝવેલ્ટ, અમેરિકાના ૨૬મા પ્રમુખ, ઈ. સ. ૧૯૦૧-૧૯૦૯.

૧૫. હોમર લી, ઈ. સ. ૧૮૭૬-૧૯૧૨. ઈ. સ. ૧૮૯૯-૧૯૧૨ સુધીમાં ચીનની રાણીની સત્તાને ઉથલાવવાની પ્રવૃત્તિમાં જોડાવા બદલ ચીની ભૂગર્ભવાદીઓએ એમને સેનાપતિ, ''જનરલ''નો ઇલ્કાબ આપ્યો હતો. અમેરિકી સૈન્યમાં એ કોઈ હોદ્દો ધરાવતા નહોતા. મુખ્યત્વે, અને એ પણ મર્યાદિત વર્તુળોમાં, યુદ્ધના સિદ્ધાંતો વિશેનાં એમનાં પુસ્તકોના સંદર્ભમાં એમનું નામ નોંધપાત્ર છે. એમનું વલણ હોબ્સ, મેક્યાવેલી અને સામાજિક ડાર્વિનવાદ સાથે સંમત થતું હોય એવું કહી શકાય.

૧૬. નેપોલિયન. ફ્રેન્ચ સેનાપતિ અને સમ્રાટ, ઈ. સ. ૧૭૬૯-૧૮૨૧.

૧૭. તોલ્સ્તોય. લિયો તોલસ્તોય, ઈ. સ. ૧૮૨૮-૧૯૧૦, રૂસી નવલકથાકાર, ચિંતક.

૧૮. ફ્રેડરિક. ''ફ્રેડરિક ધ ગ્રેટ'', ઈ. સ. ૧૭૧૨-૧૭૮૬, પ્રુશિયાનો રાજા, શાસનકાળ ઈ. સ. ૧૭૪૦-૧૭૮૬.

૧૯. વેલ્સ, હર્બર્ટ જ્યૉર્જ, ''એચ. જી. વેલ્સ'', ઈ. સ. ૧૮૬૬-૧૯૪૬. અંગ્રેજ નવલકથાકાર, પત્રકાર, વિવેચક.

૨૦. ફર્સ્ટ ઍન્ડ લાસ્ટ થિન્ગ્ઝ'' એચ. જી. વેલ્સ, ૧૯૦૮.

૨૧. સ્ટેન્લી. હેન્રી મોર્ટન સ્ટેન્લી, ઈ. સ. ૧૮૪૧-૧૯૦૪. અંગ્રેજ પત્રકાર અને એ સમયે આફ્રિકા ખંડના યુરોપીય પ્રજા માટે અણખેડ્યા તથા અજાણ્યા રહેલા એવા જંગલના પ્રદેશોના પ્રવાસી.

18

## અભ્યાસ

# ભજન : સ્વાનુભૂતિનું સાર્વત્રીકરણ અને સત્તરમી સદી*

■ સંજુ વાળા ■

ભજનનાં તત્ત્વ અને સત્ત્વની વાત કરવી હોય તો ક્યાંથી શરૂ કરવી એ કાયમ અભ્યાસીઓની મૂંઝવણનો પ્રશ્ન રહ્યો છે. એનું કારણ એ છે કે આપણે ભજનની વાતને ભારતીય દર્શનવિચારથી અલગ પાડી શકતા નથી. ભલે દર્શનનું કામ અને મુકામ અલગ હોય પણ એનામાં રહેલાં તાત્ત્વિક ઠહેરાવ, ઊંડા રહસ્યોની ખોજ માટેની આંતરિક નિસબત અને જે કોઈ પરમ સ્થિતિ છે એના સાન્નિધ્ય તરફના લક્ષ્યની વિચારણા કરીએ તો ભજનનો કોઈ ને કોઈ છેડો દર્શનશાસ્ત્રના મુખ્ય વલણ સુધી લંબાયા વગર રહે નહીં. ભક્તિ અને સાધના સંબંધિત વિચારથી પ્રણીત ભજનનો તત્ત્વસંદર્ભ, બીજા કેટલાક આયામ સાથે કેળવાતી અને સાધના દ્વારા સિદ્ધ થતી તેમજ નિરૂપાતી અવસ્થાઓ, દર્શનના બ્રહ્મસંદર્ભથી અલગ તો ના જ હોય. ભલે શાસ્ત્રોની કહેવાની રીત અને ભક્તજનોના ગાવાની રસમ અલગ હોય, પણ કોઈક એવું અનુસંધાન પણ જળવાયું છે જે આ ભજનના સમાજાભિમુખ અને લોકવાણીના ઉદ્‌ગારને દર્શનની કારિકા સુધી પહોંચાડે છે. ફર્ક એટલો જ કે પેલી સંકેતવાળી રીતિ અને શૈલી છે તેથી તે દર્શનશાસ્ત્રો કહેવાયા અને તેમાંથી ખપ પૂરતું લઈને પોતીકી પ્રતીતિ કે અનુભૂતિના સ્તરેથી વધુ પ્રત્યાયનશીલ બને તે રીતે ગવાયું એટલે એ ભજન. નાથ અને સિદ્ધનો જ્ઞાનયોગ આપણે નરસિંહના જ્ઞાનમાર્ગી વિભાવનથી અલગ જોતા નથી. તે જ રીતે શંકરાચાર્યના એકેશ્વરવાદ કે અભેદાનુભૂતિને કબીરના નિર્ગુણથી પણ અલગ ના જોઈ શકાય. કાશ્મીરની ભક્તકવિ લલ્લાના વાખમાં ઉલ્લેખાતો શૈવ, મહાદેવી અક્કાના ચૈનમલ્લિકાર્જુન, નિજારીઓના અલખધણી કે મીરાંના ગિરિધરગોપાલને નામ રૂપે ભલે જુદા જાણીએ પણ આ ભક્તકવિઓમાં રહેલી પામવાની ઉત્કંઠા અને તલસાટ એને એક જ માર્ગના મુસાફર તરીકે ઠેરવે. આવું જ ભક્તિમાર્ગની વિવિધ ધારાઓનું પણ છે. આપણે એને પ્રદેશફેરે મહાભાવ, વારકરીઓની ખોજ, બાઉલોની તાન કે યોગીઓની હઠ કહીએ, સૂફીઓની જબૃતિ અવસ્થા કહીએ, નિજારીઓની જ્યોતઉપાસના કહીએ

* સંતવાણી એવૉર્ડ-૮ (૨૦૧૫)માં આપેલ વક્તવ્યનું લેખિત રૂપ

કે મહામાર્ગીઓના શબદસનાતનવિભાવ સુધી જઈએ... વાત તો છેવટે એક જ બિંદુ પર જઈને અટકે. એ છે આર્દ્ર અને અનુભવનિષ્ઠ વાણીના બળે, સ્વની શોધ દ્વારા બ્રહ્મસંબંધ સ્થાપવો કે બ્રહ્મના રહસ્ય સુધી પહોંચવું. નિજમાં મસ્ત રહેવું, અને નિજાનુભવને ગાવો. આવા ભજનવિચારની વિચારણા કરતા શ્રી નાથાલાલ ગોહિલ એને 'મહાચૈતન્યનો પ્રેમસાગર' કહે, તો મુ. પલાણસાહેબ 'અંદરની ગૂંચ ઉકેલવાની મથામણથી ઓળખાવે'; શ્રી નિરંજન રાજ્યગુરુ 'પાવનકારી નિર્મળ વહેતી ગંગા'ના નામે જાણે, કે શ્રી મનોજ રાવલ 'નાસ્તી, અસ્તિ નહીં પણ સ્વસ્તિવાચક દર્શન' કહે. છેક મેઘાણીજી કે મકરંદ દવેથી લઈને આજના વિચારકો સુધી આ વાત એકની એક છે. જૂજવે રૂપે આ સમાન વિચારણા છે.

ભજન માટે એવું પણ કહેવાયું છે કે ભારતમાં વિધર્મીઓના આક્રમણને કારણે કચડાયેલી, રિબાયેલી પ્રજાને આશ્વાસન અને આશરો મળી રહે તેવી જરૂરિયાત ઊભી થઈ. સાંસ્કૃતિક નિભાવના પ્રયત્નો સમસ્ત પ્રજા પૈકીના કેટલાકને ભક્તિના માર્ગ તરફ દોરી ગયા. આવી પીડિત પ્રજામાંથી કેટલાક ધર્મના રખોપિયા ઊભા થયા. એક પ્રતિક્રિયા રૂપે અને ટકી રહેવાની મથામણના ભાગરૂપે ભજનનો આશરો લેવાયો. પરંતુ આ તારણો પશ્ચિમના વિચારકોની તત્કાલીન વિચારસરણીથી વિશેષ સાબિત ના થયા. અને ભજન વિશે નવેસરથી તથ્યો તારવવાની પણ આવશ્યકતા ઊભી થઈ. આજે આપણે વિચારતા થયા છીએ કે, ભજન એ આ દેશની સાંસ્કૃતિક ધરોહર છે. આ વહેતો પ્રવાહ છે. એનાં મૂળ વેદકાલીન છે, અને સતત વિકસી રહેલી, જનમાનસ સાથે વણાઈ ગયેલી આંતરિક ધખના છે. અત્યાર સુધીના ભક્તકવિઓના જીવનસંદર્ભને તપાસીએ તો આપણે ચોક્કસ એવી પ્રતીતિ પર પહોંચી શકીએ કે, ભજન એ જીવાતા જીવનમાંથી અનુભવાતો એક ઝટકો છે. છેક ઊંડાણમાંથી લાગતો ધક્કો છે. એ એક એવો વિદ્યુતપ્રવાહ છે કે, એના અનુભવ પછી બધું ડહોળાયેલું આછરવા લાગે છે, અને અનુભવનાર આપોઆપ વ્યક્તિમાંથી ભક્તમાં રૂપાંતર પામે છે. આવો ઝટકો બહુધા તો સમાજ, વ્યવસાય કે સંબંધપ્રેરિત હોય છે. વાલ્મીકિને એ વ્યવસાયમાંથી, તો તુલસીદાસને સંબંધમાંથી લાગ્યો. કેટલાકને આ સમાજમાંથી પણ લાગ્યો છે. એક બીજી સ્થિતિ એ પણ વિચારવી રહે કે, ચિત્ત કે આંતરમનની પરિવર્તી માટે ઘણાબધા સંયોગોએ સાથે મળીને પણ ઝટકો આપ્યો હોય અને ભજનની ચૈતસિક જરૂરિયાત ઊભી થઈ હોય. ગુરુગમની કોઈ સામાન્ય ઘટનાથી તો ક્યારેક સતના માર્ગની એકાએક થતી ઓળખથી પણ આવો ઝટકો શક્ય છે. અનેક ભક્તકવિઓના જીવનસંદર્ભને આપણે જાણીએ છીએ કે તેના વિશે વાંચ્યું છે. એટલે ઉદાહરણોથી વિશેષ વાત કરવાની જરૂર નથી જોતો. પણ છે એક ઝટકો, ધક્કો છે

એ નક્કી. આવા ઝટકા-ધક્કા પછીથી થતો અનુભૂતિનો વિસ્તાર, આંતરપ્રતીતિઓ અને સતમાર્ગની ઓળખ માટે અપાતા સાંકેતિક નિર્દેશનું નિરૂપણ, એને ભજન સુધી પહોંચાડે છે. પછીથી એક પરંપરા રચાય છે, અને ભજન વિસ્તરતું, થતું અને ગવાતું રહે છે. એના આ વિસ્તાર-વ્યાપને અંકિત કરવા માટે કોઈ ઓળખની, નામની પણ જરૂર રહે. અને એ કાળક્રમે સંતવાણી તરીકે સ્થાપિત થાય છે.

ભજન એક એવી પ્રાપ્તિની આંતરક્રિયા છે, જેના જેટલા કર્તાઓને આપણે જાણીએ છીએ એથી અનેકગણા ભક્તો પરખની સીમાઓની બહાર રહે છે. કારણ કે આ એક રીતે બિલકુલ એકાંતિક અને અંગતપણે આચરવામાં આવતી આપોઆપ થતી પ્રક્રિયા છે. આપણે સામાન્ય રીતે ગવાઈને આપણા સુધી પહોંચતા શાબ્દિક રૂપને ભજન કહીએ છીએ, પણ ભજન એવા સાંકડા અર્થ, સમજ કે માન્યતામાં ના સમાઈ રહે. દરેક વખતે એ શબ્દરૂપ પામ્યું જ હોય એવું નથી બન્યું. જેના અંતરનો તાર રણઝણી ઊઠ્યો, ભાષા મળી એણે ગાયું. પણ એવા પણ અનેક હોવા ઘટે જેણે માત્ર આરાધના કે સાધના માટે ભજન સાધ્ય કર્યું હોય. એની આંતરપ્રતીતિઓ માત્ર ઉપાસના જ રહી હોય. અને એ માત્ર ઉપાસ્ય અને ઉપાસક વચ્ચેના મન, વચન, કર્મ કે ચૈતસિક સંબંધ તરીકે જ સ્થાપિત થઈ હોય. એ ઊંડાણપૂર્વકની અને સમગ્ર જીવનકાર્યની વ્યાપક સમજ, રીતિ હોય જેને વ્યક્ત કરવી આવશ્યક ના સમજી હોય કે ક્યારેક શબ્દમાં સમાય એવી ના લાગી હોય. વ્યવહારના વ્યાપ સુધી કે ઇતિહાસના પાના સુધી એ પહોંચી પણ ના હોય કે ઉપાસકને પહોંચાડવી જ ના હોય. એટલે એ સાધન નહિ પણ સાધ્ય તરીકે પ્રતિષ્ઠા પામે છે, અને સાવ અંગત જીવનનિયત જ બની રહે છે.

ભજનના વહેતા ભાવપ્રવાહના બે કાંઠા ભક્તિ અને સ્વને ઉજાગર કરવા માટેની સાધના-ઉપાસના છે. એ અકળાય છે, વારી જાય છે, એની અંદરનો ઉભરો ગાયા સિવાય ઠલવાય તેમ નથી. ને ક્યારેક અહોભાવમાં મુક્તકંઠે અને પ્રાકૃતિક રીતે જ ગાવા લાગે છે, એનો સમય બ્રાહ્મમુહૂર્ત કે વહેલી સવારનો હોય ત્યારે સાવળ, રામગરી, પ્રભાતી કે પ્રભાતિયા રૂપે આવા ભક્તની આર્દ્ર વિનવણીઓ વહે છે :

**'રમો રમો રામદે ખેલો કુંવર મારી પત રાખો પીર રણુંજા જી રે**
**તમે જીવો રામદેવજી' – હરજી ભાઠી**

*

**'હે જી વ્હાલા ગરુડે ચડીને ગોવિંદ આવજો**
**આવજો અંતરયામી**
**ભક્તોનાં સંકટ તમે કાપજો**
**મહેતા નરસીના સ્વામી.' – નરસિંહ**

*

**'ભૈરવ રાગ ગુણીજન ગાવે, તાન મનોહર તોડીને;**
**બ્રહ્માનંદના નાથ વિહારી, ઊઠ્યા આળસ મોડીને...**
**પ્રાતઃ થયું જાગોને વ્હાલા.' – બ્રહ્માનંદ સ્વામી**

બપોરે થતાં સુધીમાં એને, એણે ધારેલો પ્રત્યુત્તર નથી મળતો તો એ વડછડ પર ઊતરી આવે, ફરિયાદ કરવી કે પોતાનો આંતરિક ધખારો ઠાલવવો એની એને તમા નથી. એટલે એ એના આરાધ્યના સ્થાન સાથે પોતાની ગણના કરે છે તો ક્યારેક પોતાના હોવાની સ્થિતિને પણ રજૂ કરે છે. અને મોઢામોઢ સંભળાવી દે કે...

**'પ્રભુજી, તુમ ઘન બન હમ મોરા,**
**જૈસે ચિતવત ચંદ્ર ચકોરા... પ્રભુજી !**
**પ્રભુજી, તુમ દીપક હમ બાતી,**
**જાકી જોતિ બરૈ દિન રાતી... પ્રભુજી !' – રૈદાસ**

□

**'સોંપી દીધાં તન, મન, ને ધન**
**જાવું રે વાલમ વારણે રે**
**મેં તો મેલી કુળની લાજ,**
**ગિરિધારી તારે કારણે હો જી.' – મીરાં**

□

**'રખે લોભાણા નંદલાલ દાસીને દરશન દેતા રે**
**મારે મોટો તમારો વિશ્વાસ બાનાની પત નઈ ખોતા રે.' – દાસી જીવણ**

અને સાંજ થતા સુધીમાં તો એનો ફાટેલ મિજાજ રીતસરનો ઝઘડો વહોરી લે છે. એનું સંબોધન બદલાય છે. ક્યારેક જાત પર તો ક્યારેક એના આરાધ્ય પર એ મહેણાં મારે છે. પ્રકોપ ઠાલવે છે, અને જાત પર પણ ફિટકાર દાખવે છે. એની આ ઉશ્કેરણી પણ છે તો પ્રેમનો બીજો છેડો. જુઓ :

**'કાં તો રે માંડલિકે તું ને લલચાવિયો,**
**કાં તો ચડિયલ રોષો,**
**કાં તો રે રાધાજીએ તું ને ભોળવ્યો, કાં તો મારા કરમનો રે દોષો...**
**એવા હારને કાજે નવ મારીએ...' – નરસિંહ**

**'જો તુમ તોડો પિયા, મૈં નહીં તોડું**
**તોરી પ્રીત તોડી, કૃષ્ણ ! કૌન સંગ જોડું ?' – મીરાં**

*

**'જીવણ પૂછે જગદીશને, ક્યાં ગયા તારા હજાર હાથ ?**
**કાં તો ખજીને ખોટ પડી ? નિરધન થયો દીનાનાથ ?' – દાસી જીવણ**

પરંતુ આ તો ભક્તોનો હેતાળ ઝઘડો છે. એ લાંબો ના ટકે. રાત પડતાં વળી એને વેણ ઊપડે, હાથમાં રામસાગર લે. ઘરના ટોડલે કે થાંભલીના ટેકે બેસીને હલકભર્યા સૂરે, સૂરતાનો તાર સાંધે. સતી એને મંજીરાના ઠેકે લયમાં રાખે. અને સંપૂર્ણ શરણાગતિથી ગાય :

**'ગુરુ તારો પાર ના પાયો**
**ધણી તારો પાર ના પાયો**
**હે પ્રથમીના માલિક, તમે રે તારો તો અમે તરીએ...' – દેવાયત પંડિત**

*

**'પ્રીત્યું છે પૂરવની રે, નવિયું નથી મારા નાથજી હો મેં વારી જાઉં**
**છોડી નવ છૂટે રે હો મર મર જાયે શરીર રે, ઓધાજી વાતું કોને કૈયે ?...**
**મારું ચિતડું ચોરાયેલ...' – મોરારસાહેબ**

એટલે ભજન એ ભક્તને વારંવાર ચડતા આંતરિક ઉમળકા છે. આ પોતીકી અભાવની પીડાને વહેંચવાની એની આગવી રીત છે. આ અંગત રીતે થતો વ્યવહાર અને વ્યાપાર છે. જેમાં ક્યારેક એવી સ્થિતિ આવે કે, વણજ કરનાર અને વણજ વહોરનાર કોઈને ખબર ના પડે એમ વિનિમય કરી લે છે. ત્યારે એ એના સદ્‌ગુરુનો ગદ્‌ગદ કંઠે અહોભાવ સ્વીકારે છે :

**'ગુરુ મારી નઝરે મોતી આયા**
**મેં તો ભેદ બ્રહ્મ કા પાયા ગુરુ મારી નઝરે મોતો આયા...' – અરજણદાસ**

*

**'સદ્‌ગુરુએ અમને ચોરી શિખવાડી**
**જ્ઞાન ગણેશિયો ઘડાવ્યો રે... સદ્‌ગુરુએ અમને ચોરી શિખવાડી' – દાસી જીવણ**

ગુરુ–શિષ્યપરંપરા ભજનનો આધારસ્તંભ છે. એ બે રીતે પ્રત્યાયન અને પરિશીલન પામે છે. સમર્થ ગુરુએ પોતે અનુભવેલા ભજનભાવને શિષ્યોમાં વહેંચવાના કે પ્રબોધવાના હેતુ માટે ભજન ગવાય છે, 'વસતી ચેતવવી' એવી સંજ્ઞા તરીકે આપણે એને ઓળખીએ છીએ. એ જ રીતે ગુરુની અનુભૂતિ સુધી પહોંચી ગયેલા શિષ્યે ગુરુની વાતનું સમર્થન કરવા કે સાહેદી આપવા પણ ભજન ગવાયું છે. એ અનુમોદન કે અનુસર્જન નથી. આવું અનુસરણ પ્રતીતિનો પુનરોચ્ચાર છે. ભજનમાં એક જ ભાવ કે અનુભૂતિની વારંવાર તેમજ ઉત્તરોત્તર થતી પુનરાવર્તીઓને આપણે આ રીતે જોવા-જાણવાની રહે છે. એકાદ ઉદાહરણથી મારી આ વાતને જરા સ્પષ્ટ કરવાની જરૂર જોઉં છું. છેક ચૌદમી સદીમાં થયેલા મહાપંથના પ્રવર્તક સિદ્ધ રામદેવના નામે મળતું ભજન 'જતી રે સતીનો હરજી ભેદ તમે જાણો' તેમજ 'લિંગ ને ભગનો, હરજી ભાવ

રે મટાડો' એમ ગાઈને મહાપંથ કે મહામાર્ગમાં જતિ-સતીના સમાન આચરણને ઉદ્‌ગાથિત કરવામાં આવ્યું. આ ભજનમાર્ગની કેળવવાની થતી સ્થિતિ કે આદર્શ છે. એ પછીનાં બસ્સો વરસે ભક્ત-કવિ મૂળદાસ સ્વાનુભૂતિનું ઉમેરણ કરીને મહાપંથની મુખ્ય વાતનો પુનરોચ્ચાર કરતાં ગાય છે : 'શબદ સંગ નિત ઉન્મૂન રહો, તમે જાત ને વરણ નવ લેખો રે હાં.' અને ત્રણસો વર્ષ પછી ગંગાસતીમાં આ પ્રતીતિની સાહેદી આપવામાં આવી કે, સજાતિ-વિજાતિની જુગતિ બતાવું, બીબે પાડી દઉં બીજી ભાત.' એક આડવાત અહીં એ પણ કરવી છે કે ગંગાસતીના આ ભજનને આપણે કાયમ 'સજાતિ-વિજાતિની જુગતિ બતાવું' તરીકે ગાતા આવ્યા છીએ. આ 'જુગતિ' જેવો શબ્દ આખી વાતને કંઈક વધુ ઘેરી અને રહસ્યમય બનાવે છે એ ખરું. પરંતુ ખરેખર તો સજાતિ અને વિજાતિપણાનો ભેદ ભાંગવાની આ વાત છે. કંઠોપકંઠ ઊતરી આવતી સરવાણીઓને હવે આપણે આ રીતે પણ જોવી, સમજવી રહે છે. હમણાં હમણાં અમરમાનું એક ભજન : 'મેં તો સિદ્ધ રે જાણીને તમને સેવિયા' - (સોરઠી સંતવાણીના પાઠ મુજબ 'સધ રે જાણીને...')ને પણ 'મેં તો 'શુદ્ધ' રે જાણીને તમને સેવિયા' એવાં બદલાયેલા પાઠથી ગવાય છે. પૂ. મોરારિબાપુએ આ પાઠ આપ્યો હોવાનું આવા બદલાવ સાથે ગાવાવાળા કહે છે. મને અહીં પ્રશ્ન એવો થાય છે કે સંતવાણીના શબ્દકર્મમાં આવું પાઠાંતર મૂળ પાઠને વિચલિત કરે કે કોઈ પૂર્તિ કરે છે ? સૂફીવાદના આધારે કહીએ તો સૂફી સાધનાપદ્ધતિના પ્રથમ ચરણમાં આવતા આચરણવિભાવને 'શરિયત' કહેવાય છે. જેમાં આંતર-બાહ્ય રીતે શુદ્ધ થવું એવો ઉદ્દેશ્ય છે. જ્યારે સિદ્ધ હોવું એ તો આ ધારામાં સાધ્ય થતી 'શરિયત, તરિકત, હકીકત અને મારિફત જેવી અવસ્થાઓ દરમિયાન પસાર કરવાની થતી 'નાસૂત, મલકૂત, જબૃત, લાહૂત, હાહૂત' અને પછીના છેક સાતમા સ્ટેજ પર આવતા 'હો' કે 'હૂ'-ની સ્થિતિને નિર્દેશે છે. 'યોગબીજમ'-માં ગોરખનાથ કહે છે : 'શરીરેણ જીતાઃ સર્વ શરીર યોગિભિર્જીતમ' આ નિર્દેશ મુજબ યોગની ક્રિયામાં સૌપ્રથમ શરીરને શુદ્ધ કરવાની વાત છે. જ્યારે સિદ્ધ હોવું એ ભારતીય દર્શનશાસ્ત્ર મુજબ પણ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, ધ્યાન, ધારણા અને સમાધિ આ અષ્ટધા પારની સ્થિતિ કહેવાય છે. અહીં કોઈ રીતે આલોચના કરવાનો હેતુ નથી. પાઠાંતરની સમજૂતી મેળવવી છે કે આવા બદલાવ ભજનના અસલ પાઠમાં જે સ્થિતિ છે એને કઈ રીતે વધુ ઉચ્ચ સ્થાપિત કરે છે. ભજનમાં લખાયેલા શબ્દ કરતાં ગવાયેલા શબ્દની વ્યાપ્તિ વધુ હોય છે. આવનારા સમયે આ ગવાયેલા પાઠને કારણે એની અસલિયત ઓછરી ના જાય એ સૌ અભ્યાસીઓ અને ખાસ કરીને ગાયકોએ ધ્યાને રાખવા જેવું છે. એટલું અતિ નમ્રતા અને આદર સાથે કહેવું છે.

ભજનના તળ-મૂળ અને આ એકવીસમી સદીના પૂર્વાર્ધમાં આપણે ઊભા છીએ ત્યારે લગભગ હજાર-બારસો વર્ષનો સુદીર્ઘ પટ્ટ વચ્ચે પથરાયેલો છે, પરંતુ એ પણ આપણી સમજના સીમાડાઓને કારણે. કોઈ પણ વિભાજન કે અભ્યાસની રીતિમાં આરંભ અને સાંપ્રતને સાથે રાખવાં પડે એટલે આ ગાળો આપણે અંકિત કરવો પડે. નહીં તો ભજન એ આરાધના, સાધના હોય તો એ તો વેદકાળ પૂર્વે પણ હોય જ. કોઈ નામ-આધારનો મહિમા તો મનુષ્યજાતિની ઉત્પત્તિ વેળાથી જોડાયેલો હોય. નાથ પરંપરામાં આદિનાથ એ સ્વયમ્ ભગવાન શિવ હોવાનું કહેવાય છે. આર્યોની સાથે આવેલા સૂર્યયાન અને ચંદ્રયાનમાંથી શાક્ત અને શક્તિ ઉપાસનાની ધારાઓ પ્રગટી. બૌદ્ધ-સિદ્ધોમાં પણ વજ્યાન અને સહજ્યાન જેવા સાધનામાર્ગો હતા. આ બધું આપણે વાંચતાં-સાંભળતાં આવ્યા છીએ. એટલે ભક્તિના આરંભની કોઈ સીમા આંકી શકીએ તો ભજનના આરંભની સીમા નિશ્ચિત થાય. આવા સીમાંકનની આપણી તો કોઈ જરૂર પણ નથી, આ ભજન એ આ ભક્ત-કવિઓનું અનુષ્ઠાન છે. એ એના જીવનનો આધારસ્તંભ છે. એ એણે પોતે, પોતાના માટે નિયત કરેલ અને બિનવૈકલ્પિક જીવનઉદ્દેશ્ય છે. એટલે આવું સીમાંકન કહેવાતા અભ્યાસીઓ માટે બાકી જ રાખીએ. કારણ કે એમને સાલવારીઓ, આંકડા અને ઉતારાઓથી પોતાનો 'અભ્યાસ' સ્થાપવાનો હોય છે. બીજું તો કરી પણ શું શકે ? ભજનનો શબ્દ મરમીઓનું અફાટ મેદાન છે, એ તો એમાં રમે. નાચે. ગાય. આપણી વાત આ ભજનપ્રક્રિયાની છે. જે કબીર-નરસિંહ પહેલાં ગોરખે કર્યું. અને પછી, ચૈતન્ય-મીરાં કે ગંગાસતીથી લઈને આજ સુધી થતું આવ્યું છે. નામ, રૂપ, માર્ગ અને મહત્ત્વ માટેના જે ખૂંટાઓ ખોડાયા એ તો આપણી મર્યાદિત સમજના હદ-નિશાન છે. ભજન એની બહાર રહેલો, જેણે ભાળ્યો એના માટે ઝળહળતો આલોક છે, ઝબકારો ઝીલ્યો એના માટે લક્ષ્ય છે અને બાકીના માટે મથામણ છે. વ્યવહારજગતની બધી બાહ્યિક ક્રિયા-પ્રક્રિયાની બરાબર સમાંતરે ચાલતો આ આંતરપ્રવાહ છે. એ ક્યાંક ઊંડાણમાંથી ઊઠતા ઉમળકા, આર્દ્રતાભરી આજીજીઓ થઈને સાવળથી પ્રભાતિયાંમાં વહે છે, ક્યારેક ઊંડાણમાંથી પ્રગટતા પામવાના ઉત્કટ અભિલાષથી કે શરણાગતિથી ગવાતાં આરતી કે આરાધ છે, તો એ ચાબખા કે છપ્પા થઈને જીવનની ખટ્ટમધુર કે કડવી નરી વ્યવહારિકતા થઈને પણ સાચું સ્થાન બતાવે છે. અવળવાણી જેવામાં એ અવ્યવહારુ સમાજનો ઊધડો લે અને વ્યંગ્ય કે ઊંધેથી ઉકેલવાની રચનારીતિનો આશરો લે અને સહેજ તૂરો સ્વાદ પણ દાખવે. એના આ કડછાપણાને પ્રજાએ હરખભેર વધાવ્યું છે. ક્યારેક એણે પ્રચંડ ગર્જનાથી સત્ય કે તથ્યના સ્થાપત્ય માટે બુલંદ અવાજે સમાજના કાન ફાડ્યા છે, આજ સુધી એના આશરે અને એણે કથેલા જીવનદર્શને આદર્શ ગણીને પ્રજાએ

ભજનમાં જીવવા કષ્ટ વેઠ્યાં છે. ભલે બહુ થોડા હોય, પણ છે એની નોંધ લેવાય છે. જનમાનસની જાગૃતિ માટે અળખામણા કે અતિ કઠોર થઈને સત્યની તરફેણ કરી છે અને સહન પણ કર્યું છે. આપણા ભજને ક્યારેય માત્ર પોતાનું હિત નથી જોયું. આ બેધારી તલવાર છે. એને પોતાના હોવાનું જેટલું સ્વાભિમાન છે એટલા જ એ અળખામણા થવાના ડર વગર પ્રવર્તે છે. એટલે ભજન એ નરી શાશ્વતી છે. સતના માર્ગે એ અનેકમુખી થઈને, બહુજનહિતાય વર્તે છે, પણ એનું ધ્યેય સત્યની સ્થાપનાનો અને સદ્માર્ગનો હંમેશાં રહ્યો છે. ભજનરસ પોતાનામાં સક્ષમ હોવા છતાં એ સૌ રસ અને સ્વાદમાં વ્યાપ્ત છે. એ રસથી સમજ સુધીના અને સ્વાનુભૂતિના નક્કર શબ્દધારી ભાવબંધો છે. ભજને મંત્રશક્તિ થઈને જનસમૂહના હૃદય પર વિજય મેળવ્યો છે, અને રાજ કર્યું છે. તો ક્યારેક માત્ર પોતે જ જોયો-જાણ્યો હોય અને વ્યક્ત પણ ના થયો હોય એવો મહાભાવ પણ આ ભક્તોએ અનુભવ્યો છે. એને અનુરૂપ શબ્દ સાંપડ્યો નથી એટલે એ ભાવ આપણા સુધી પહોંચ્યો નહીં કે શબ્દરૂપ પામ્યો નહીં. પરંતુ ભજન તો થતું જ રહ્યું હશે. ભજન એ નિર્બંધ કહેતી ભાવધારા છે. એ કોઈ એક ઉદ્દેશ્યમાં બંધાય નહિ અને એવી કોશિશ પણ ના થઈ શકે. એ જ રીતે ભજનને કોઈ ક્રિયાકાંડ સાથે ક્યારેય લેવા-દેવા ના હોય. આ ચોખ્ખો ચિત્તવ્યાપાર છે. જે ઓળખાય છે તે માત્ર જરૂરિયાતના સંદર્ભે પ્રગટવા દીધેલું એનું આંશિક રૂપ છે. જે ઝિલાય છે, અનુસરાય છે અને વહેતું રહે છે. ઔદ્યોગિક વિકાસ કે લૌકિક સિદ્ધિઓના તારણો અને અંકનો થઈ શકે એવા આ આંતરધારાઓના સ્વાભાવિક રીતે જ ના થઈ શકે. અને ના કરવાં જોઈએ.

ભજનના મહાબંધના એક ખૂંટા તરીકે એની સ્વાયતા અને નિજીપણાને અકબંધ રાખીને પણ આપણે નરસિંહ-મીરાંને સ્થાપ્યાં. ગોરખ, કબીર, રૈદાસ પણ ગુજરાતીમાં ગવાય છે, પરંતુ એ કંઠોપકંઠ રૂપાંતર પામેલા અને આપણી ભાષાના મહાપ્રવાહમાં ભળી ગયેલા, સમાન ભાવબીજના તેજલિસોટાઓએ કરી લીધેલી જગાઓ છે. એ જ રીતે સંતવાદની બરાબર બાજુમાં વિકસી રહેલ સૂફીવાદ પણ ભજનરંગમાં અને ભજન-સૂફીમતમાં ઓતપ્રોત જોઈ શકાય છે. સૂફીઓના એક ફિરકાના સાધકો ભજનના હાજરીનિર્દેશ માટે પોતાની લીલી પાઘડી કે સાફા (તાજ)માં છોગાં તરીકે એક ભગવો લીરો ખોંચે છે. તો કાજી મામદશા, હોથી કે સતાર જેવામાં ભજન પણ મળે છે. સંતમતમાં, સૂફીમતની હાજરી પ્રમાણવી હોય તોપણ ઘણાં પ્રમાણ તારવી શકાય તેમ છે. જેમ કે : 'જિક્કર કરતા ગઈ જામિની, સોહં સાહબ પાયો' – ભાણસાહેબ; 'મુરસદ ભેદ બતાયા મોકું, સુધ જલ પૂરા પિયા' - 'ફના હુઆ સો અદલ ફકીરા, કળા ન જાણે કરતા' કે 'જબરુલ મરાલકુત નાસૂત લાહૂત, આયુત પર હરિ હૈ હજૂરા' આ

માત્ર ભાણ અને રવિસાહેબમાંથી થોડી પંક્તિઓ છે. એમાં આપણે જિક્કર, મુરસદ, ફના વગેરેને જેવા સંકેત કે અવસ્થાઓના સૂફીભાવરૂપોને જાણીએ છીએ. વધુ કહેવાની જરૂર નથી. બે ધારાઓ કેવી એકબીજામાં ઓતપ્રોત હોય એ જાણવા માટે આ ઉદાહરણ પૂરતાં છે. આમ આપણું ભજન છેક ભારતીય દર્શનશાસ્ત્રો, ભારતીય સંતસાહિત્યની અનેક ધારાઓથી લઈને ભક્તકવિઓનાં નિજી અનુભવો, દર્શનો, ઉપદેશ અને પ્રબોધનોના સામૂહિક તેમજ વ્યક્તિગત ઉદ્‌ગારોમાં વહેતું રહ્યું. સમયની સાથે ચાલતા એણે સંપ્રદાયો અને ફિરકાઓ આપ્યા, પરંતુ એ સૌનો સૂર છેવટે કોઈ એક સ્થાને સંકળાતો રહ્યો અને એ ઇષ્ટનું આરાધન કરતાં કરતાં સામૂહિક ચેતના પ્રગટાવવાનો હતો અને છે. ભજનનું આ બિનસાંપ્રદાયિક પ્રવર્તન છે. એ કોઈ એક રીતિએ કે એક ધારામાં વહ્યું એમ નહી કહીં શકાય. અહીં આપણા ભજનમરમી શ્રી મકરંદ દવેનું એક નિરીક્ષણ આપણા ભજનની ભૂમિકા બાંધી આપે છે. 'સંત કેરી વાણી'-ના પ્રવેશકમાં તેઓ કહે છે : 'આ ભજનોમાં કેવળ યોગની પ્રક્રિયાઓ કે જ્ઞાનની ભૂમિકાઓ આલેખવામાં આવી હોત તો એ થોડા સાધકોની પૂંજી બની જાત. પણ એમાં મુખ્યત્વે તો ભર્યાભર્યા અંતરની આર્દ્રવાણી રેલાઈ છે.' આપણે તારવી શકીએ કે ભજનનો શબ્દ આવા ભક્તજનોની ભાવાનુભૂતિઓના ઊંડાણપૂર્વકના છતાં આમ પ્રજા ઝીલી, ગાઈ શકે એવા આલેખ છે. તેમાં સાધના-આરાધનાના લંબન-અવલંબન સાથેના મારગની ઓળખ તો અપાય છે, સાથે પ્રજામાં રહેલી શ્રદ્ધાને ઉજાગર અને દૃઢ કરવાની પણ નેમ છે. એમાં સાવધાનીપૂર્વક આગળ વધવાની ચાવીઓ અપાઈ હોય છે, તો અનુગામીઓ માટે એક કેડો કંડારવાની ખેવના પણ રહેલી છે. આમ ભજન, ચિત્તની ઝીણીઝીણી અવસ્થાઓને ઝીલી, જાણી અને પ્રમાણી હોય તે પછીથી અવતરતું આર્દ્ર વાણીરૂપ છે, આ રૂપદર્શન યથાતથ રીતે કે જે છે તેથી અધિક રીતે ઝીલીને તેનો વ્યાપ વધારનારા જેમ હોય, એમ જ કોઈ પ્રતીતિ કે પરિણતિ વગરનો, માત્ર ઉદરપોષણ માટે કરાતી પ્રવૃત્તિરૂપમાં પણ વિલસતું રહ્યું એ પણ એનો એક ભાગ. એટલે ભજન કરવું, આચરવું, ભજનાનંદ કે ભજનભાવમાં રહેવું, ભજનિક હોવું અને માત્ર ભજન ગાવું આ બધી અલગ ઘટના છે. એમાં અપવાદો હોઈ શકે, હોવા ઘટે પરંતુ એની તારવણી અતિ કઠિન કામ છે.

ભજન યોગ-વૈરાગ્યની સ્થિતિમાં હોય તો ભૌતિક માયાનાં સૌ બંધનો છોડીને ચાલી નીકળવાની વાત પણ એની સાથે સંકળાયેલી છે, અને સંસારની વચ્ચે રહીને જતિ-સતીએ સાથે ઉપાસવાની વાત પણ એટલી જ પ્રસ્તુત છે. આ ભક્તોના ઇતિહાસને તપાસીએ તો જણાઈ આવે કે, પૂર્વાશ્રમના અનેક રીતે કુકર્મીઓને સતીઓએ સતનો માર્ગ ચીંધ્યો છે. પાછા વાળ્યા છે, અને પાટે પણ ચડાવ્યા છે. જેસલ-તોરલ હોય

કે લાખા-લોયણ આપણે આવા ઇતિહાસને જાણીએ છીએ. કહેવું છે એટલું કે ભજન સૌ બંધનો તોડીફોડીને પણ થયું અને સંસાર વચ્ચે રહીને પણ એક જુદી સ્થિતિથી આચરાયું. એટલે ભજન એ આંતરઅવસ્થાનું તેજોમય ભાવબિંબ છે. એની કેટલીક પંક્તિઓ આજે જનમાનસના માર્ગદર્શક તરીકે પ્રવર્તે છે. આજે પણ એ જીવનનિયતિના આધારસ્તંભ છે. ભલે એ મોટો શિક્ષિત અનુયાયી વર્ગ મેળવી શક્યું નથી. પણ બહુજન સમાજમાં એ આદર અને અનુસરણના આદર્શનું સ્થાન ભોગવે છે. આ ભજનનો જનમાનસ પરનો વિજય છે.

મારે અહીં ઈસવીસનની સત્તરમી સદીના સંત-ભક્ત કે જેમણે ભજન કર્યું, જીવ્યું, આચર્યું, અને ગાયું એમના વિશે વાત કરવાની છે. આપણી ભાષાના સત્તરમી સદીના ભજનસાહિત્ય વિશેની વિચારણા કરીએ તો તે પહેલાંના સમયે રચાયેલ/ગવાયેલ ભજનને સ્વાભાવિક રીતે જ યાદ કરવું પડે. પંદરમી સદી આસપાસ હયાત કબીર-નરસિંહ-મીરાં અને તે પૂર્વેનાં રૂપાંદે-માલદે, ખીમડિયો કોટવાળ, રામદેવપીર, હરજી ભાઠી અને જેસલ-તોરલ જેવા સંત-ભક્તોની વાણીનાં બીજ સત્તરમી સદીના ભક્ત-કવિઓના ભજનભાવ પહેલાં રોપાઈ ચૂક્યાં છે. આ સદીના સંત-ભક્ત-કવિઓની આ વાણીરૂપ શાબ્દિક ઘટનાને આ વહેતા પ્રવાહમાં થયેલ ઉમેરણ તરીકે જ જોવા-જાણવા રહે છે. એટલે આ અખંડ મહાનદને આપણે સંતવાદ કે સંતમત તરીકે જાણી-પ્રમાણી શકીએ. સન ૧૬૦૧થી ૧૭૦૦ દરમિયાન જે પ્રવર્તમાન છે એવા થોડા ભક્તકવિઓની અનુમાનિત યાદ જોઈએ. આ યાદી, તવારીખ અને પરિચય મુ. પલાણસાહેબ અને શ્રી નિરંજન રાજ્યગુરુ દ્વારા કરવામાં આવેલ સંશોધનના આધારે આપી છે.

* અખો (ઈ. સ. ૧૬૧૫-૧૬૭૫) * આનંદઘન (ઈ. સ. ૧૬૫૦માં હયાત)
* પ્રાણનાથ સ્વામી (ઈ. સ. ૧૬૧૮-૧૬૯૫)
* મૂળદાસ (ઈ. સ. ૧૬૫૫-૧૭૭૯)
* મેકરણ ડાડા (ઈ. સ. ૧૬૬૯-૧૭૩૦) * રાજે (ઈ. સ. ૧૬૫૦-૧૭૨૦)
* લીરલબાઈ-૧ (ભજેવડી ઈ. સ. ૧૬૦૦)

મુ. પલાણસાહેબના મત અનુસાર આ સંત-ભક્ત કવિઓ પણ આ સદીમાં હયાત છે કે સંતવાણી સાથે સંકળાયેલ છે.

* દેવાયત પંડિત (૧૬૧૨ હયાત) * ભવાનીદાસ (સત્તરમી સદી)
* સહદેવ જોશી (સત્તરમી સદી) * જેરામ ભારતી (સત્તરમી સદીનો ઉત્તરાર્ધ)

આ બધા વિશે પૂરી વિગતો મળતી નથી. પણ આપણે ક્યારેક એમના નામથી તો ક્યારેક એમના ભજનથી પરિચિત છીએ. કોઈ ભક્તકવિઓનાં તો માત્ર બે-ચાર ભજન મળે. ઘણાં પદ-ભજનના એકથી વધુ પાઠ પણ મળે. એટલે કોઈ ચોક્કસ નિર્દેશ

શક્ય નથી. એક રીતે ભજનની મુખ્ય વાત એના વાણીસ્વરૂપ અને કથયિતવ્યમાં વ્યક્ત થયેલ વિચારબીજ સાથે સંયોજાય છે. એટલે અભ્યાસ પૂરતું ઠીક છે. ભજનને એની તવારીખથી કોઈ ફેર પડતો નથી. એટલે હું પણ અહીં એમાંના મુખ્ય બે-ત્રણ ભક્તકવિઓ વિશે થોડી પરિચયાત્મક વાત કરીશ. એ વિચારધારામાં અન્ય સૌને પોતાની નિજી ઓળખ અને શબદ હોવા છતાં ભક્તિ અને આરાધનાની કોઈ ને કોઈ રીતિએ એક જ માર્ગમાં સમાવિષ્ટ છે એમ માનવું રહે.

**અખો (ઈ. સ. ૧૬૧૫-૧૬૭૫) (મધ્યકાલીન જ્ઞાનમાર્ગી વેદાન્તી કવિ.)**

નિર્ગુણ અને જ્ઞાનધારાની કવિતા માટે આપણે વિચારણા કરીએ ત્યારે કબીર-નરસિંહથી પ્રેરિત એ કાળની કવિતા પછી અખાની કવિતાને ધ્યાને લેવી રહે છે. અખાના નમ્ર વ્યંગ્ય અને ઉપહાસની ભાષામાં સમકાલીન સામાજિક સ્થિતિઓ, વ્યવહાર અને પ્રજારીતિઓને અભિવ્યક્ત કરતા 'છપ્પા' આજે પણ લોકમાનસમાં વંચાય/ગવાય છે. આ ઉપરાંત એમની 'પંચીકરણ' અને 'ગુરુ-શિષ્યસંવાદ' જેવી કૃતિઓ અભ્યાસીઓએ હસ્તપ્રતના આધારે તારવી છે.

અખાનો જન્મ અમદાવાદ પાસે જેતલપુર ગામમાં, આજથી લગભગ ચારસો વર્ષ પહેલાં થયો હોવાનું માનવામાં આવે છે. તેના પદમાંથી મળતા નિર્દેશ મુજબ તે વ્યવસાયે સોની હોવાનું પણ માનવામાં આવે છે. આશરે સોળ વરસની વયે પિતા અને બહેનની સાથે, જેતલપુર છોડી અમદાવાદમાં વસે છે. અમદાવાદ આવી વસ્યા પછી ચારેક વર્ષમાં પિતા અને બહેનનું મૃત્યુ થાય છે. અખાનું લગ્ન બહુ નાની વયે થયેલું છે. પરંતુ પત્ની નાનપણમાં જ ગુજરી જાય છે અને ફરી પરણે છે. આ પત્ની પણ નિઃસંતાન ગુજરી જાય છે. આવા બનાવોથી તેનું મન વિરક્ત થવા લાગે છે. એમાં વળી એકબે બનાવો એવા બને છે કે અખાને સંસાર પણ મિથ્યા લાગે છે. એણે પોતાની ધર્મની બહેન માની હતી તે બહેન અખાને ત્રણસો રૂપિયા આપ્યા હોવાનું અને પરત નહિ મળે એવી શંકા જતાં એ રૂપિયામાંથી સોનાની માળા ઘડી આપવા કહ્યાનું લોકમાનસમાં વર્ણવાય છે. અખાના છપ્પામાં આવતો 'સોનારા' જેવો સંદર્ભ અને આ માળા ઘડી આપવાનો પ્રસંગ એને સોની હોવાનું ઠેરવે છે.

આ માળા (કંઠી)વાળી વાતમાં એવી પણ કથા પ્રચલિત છે કે બહેનના આ બાકી ત્રણસો રૂપિયામાં અખાએ પોતાના સો રૂપિયા ઉમેરીને માળા ઘડી આપી. પરંતુ કોઈ કારણોસર બહેનને વહેમ થયો કે, આ માળાનું સોનું ભેળસેળવાળું છે. કદાચ, સોનીકામ માટે આજે છે એવો જ ભરોસો એ વખતે પણ હશે. અને આ બહેને બીજા કોઈ સોની પાસે આ માળાના સોનાની પરખ કરાવી. સોનું તો બરાબર હતું. કિંમત પણ અદકી જણાઈ. એટલે સંતોષ સાથે તેણે જ્યાં ચકાસણી કરાવી હતી તેને નિકષકાપ

સરખો કરી આપવા કહ્યું. પણ આ તો કુશળ કારીગરે ઘડેલી માળા હતી. કાપ સરખો થયો નહીં એટલે એ બહેન અખા પાસે પાછી આવે છે. કોઈ બહાનું બતાવી કહે છે કે, માળા તૂટી ગઈ છે. સરખી કરી આપો. પણ જેણે ઘડ્યું હોય એ તો નિકષકાપને અને ઊંદરકાપને પણ ઓળખે. આવા કાપને ઓળખનારો જ આવા છપ્પા આપી શકે. પરખ થવી એ મોટી વાત છે, શબ્દ હોય કે સોનું. જે સંબંધમાં ના બોલી શકાય એ પછીથી જુદી રીતે શબ્દ થઈને અવતરે. સાચી વાત જાણે છે અને એનું મન સંસાર પ્રત્યે ખિન્નતા અનુભવે છે. શક્ય છે, અહીંથી જ આવનારા પરિવર્તનની શરૂઆત થઈ હોય. આ સંબંધ, સમાજ કે આંતર-બાહ્ય જગતમાંથી લાગેલ ધક્કો છે જે અગાઉ આપણે આ લેખમાં કહ્યું.

અમદાવાદમાં જહાંગીરની ટંકશાળામાં અખો ઉપરી હતો એવી પણ કોઈ કથા પ્રચલિત છે. કોઈએ ફરિયાદ કરી કે, અખો સોનાના સિક્કાઓમાં ભેળસેળ કરે છે, એટલે એને જેલમાં પૂરવામાં આવે છે. પછી તપાસના અંતે હકીકત જુદી જણાઈ આવતાં એ નિર્દોષ છૂટે છે. પરંતુ લોકોની શંકાશીલ મનોવૃત્તિઓ અને અમલદારશાહીના કાચા કાનની એને ખાતરી થઈ ગઈ. પોતાના વ્યવસાયથી પણ લગાવ રહ્યો નહીં. સોનીકામનાં ઓજારો ફેંકી દઈ એ નીકળી પડે છે. જેને આપણે વ્યવહાર-જગતના ધક્કા તરીકે ઓળખીએ છીએ. કહેવાય છે કે તે ગોકુલ પહોંચે છે, અને શ્રી ગોકુલનાથજી મહારાજ પાસે એણે દીક્ષા લીધી. એ કહે છે :

**ગુરુ કર્યા મેં ગોકુલનાથ, નુગરા મનને ઘાલી નાથ;**
**મન મનાવી સુગરો થયો, પણ વિચાર નુગરાનો નુગરો રહ્યો.**

અહીં આપણે જાણી-જોઈ શકીએ કે, અખાને હજુ પોતાની શોધની સાચી દિશા સાંપડી નથી. પોતાના અધૂરા જ્ઞાનની ભૂખ સંતોષવા એ કાશી જાય છે. ત્યાં બ્રહ્માનંદ સ્વામી સાથે પોતાની આંતરસૂઝ અને પિપાસાને કારણે, શિષ્ય તરીકે સ્વીકાર પામી, વેદાન્તનું જ્ઞાન લે છે અને એની વૈષ્ણવી વિચારધારામાં જ્ઞાનમાર્ગી વિચારણાની કડી ઉમેરાય છે. છતાં અખામાં કેવળ શાસ્ત્રીય કે રુક્ષ જ્ઞાન નથી. એ જનસમૂહની તાતી જરૂરિયાત, લોકમાનસને પળોટવાની વાણીની તાકાત અને પ્રજાના વાણી સાથેના અનુબંધને જાણે છે. એટલે લોકસમુદાયને સાચા ગતિસૂચક નિર્દેશો કરે છે. ગુરુ-શિષ્યપરંપરાનો એ વિરોધ નથી પણ કહેવાતા ગુરુઓ વિશે એ સતત સાશંક રહે છે અને જરૂર પડે ત્યાં એવા ગુરુઓની એણે ખબર પણ લીધી છે. શ્રી ઉમાશંકર જોશી કહે છે : 'અખા ઉપર જેનો નિઃશંક ખૂબ મોટો પ્રભાવ છે તે પુરોગામી માંડણ. એણે કહેવતો ગૂંથીને રચેલી 'પ્રબોધબત્રીશી'...' શ્રી મકરંદ દવેને યાદ કરીને કહીએ તો અખામાં 'કોરી ફિલૉસોફી' નથી. પણ સમજપૂર્વકની અને લાઘવ-વ્યાપવાળી

નિદર્શના છે. એ ઠાસેલા, ભરી દીધેલા જ્ઞાનના છલકાતા ઘડાઓમાં ઉપર તરતા ડોળનો નહીં પણ તળિયે ઠરેલ સાચુકલી મૂલ્યવત્તાનો ગાયક છે. એ કહે છે :

**જ્ઞાનદગ્ધ તે બળ્યા ઓગણા, કથતા વધતા દીસે ઘણા;**
**વાવ્યાં ન ઊગે, અન્ન ન થાય, તેમ બ્રહ્મકર્મ બેઉથા જાય;**
**કહે અખો નર વંઠ્યા સરે, નરનારીની નિંદા કરે.**

*

**બ્રહ્મ કર્મ ઉભેથા ભ્રષ્ટ, જેમ અધછેધા કુકટને કષ્ટ;**
**સંપ્રદાય શુદ્ધ ન આવ્યું જ્ઞાન, મનમાં તે જ્ઞાનીનું માન;**
**કહે અખો નર મુક્તા ફરે, નગર છૂટી ધેનુ ઓખર કરે.**

માત્ર કોરી શાસ્ત્રીયતાને એ પડકારે છે. શાસ્ત્રોના અર્થઘટનો કરી ઠલવાતા જ્ઞાનનો એને અણગમો છે. એ અનુભવનિષ્ઠ અને આચરણમાં મૂકી શકાય એવી સમજનો તરફદાર છે. જપ, તપ, માળા, મનોરથ જેવા માત્ર ક્રિયાકાંડ થઈને રહી જતા બાહિક આચારને અને ઠાલી શિખામણોનો બેધડક ઊધડો લે છે. એને પ્રજામાં રહેલી ભ્રાંતિઓ દૂર કરી એક નિર્ભ્રાંત સૂર પ્રગટાવવો છે અને એના માટે વ્યક્ત થાય છે, એવું લાગ્યા વગર રહેતું નથી. એટલે એ રોજ-બરોજનાં વ્યવહાર, સાધનો અને ચીજ-વસ્તુઓ પોતાની અભિવ્યક્તિમાં પરોવીને એક સ્વસ્થ સમજ કેળવાય તે માટે સતત જાગ્રત કવિની ભૂમિકાએ વ્યક્ત થાય છે.

**અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાં કોદરા ભળ્યા,**
**ઘેંસ ન થાય, ન થાય ઘાણી, કહે અખો તો વાતો જાણી !**
**પંડિતને પંડિતાઈનું જોર, પણ અંતઃકરણમાં અંધારું ઘોર !**

*

**સંસ્કૃત બોલે તે શું થયું ? શું પ્રાકૃતથી નાસી ગયું ?**
**ભાષાને શું વળગે ભૂર ? જે રણમાં જીતે તે શૂર !**
**જોજો રે મોટાના બોલ, ઉજ્જળ ખેડે વાગ્યો ઢોલ !**

અખાની કૃતિઓમાં ‘પંચીકરણ’ એ ચોપાઈના બંધમાં ચાર ચરણ અને છ ચરણવાળી કૃતિઓ દ્વારા રચાયેલ સળંગ કૃતિ છે. પરમ ચૈતન્ય સ્વરૂપ નિરાકાર બ્રહ્મની પ્રાપ્તિ અને માયાની અડચણોથી પર થઈ આત્મસાક્ષાત્કારની એમાં ખેવના થઈ છે. જ્ઞાનના પ્રજ્વલિત દીપપ્રકાશમાં દેખાતું બ્રહ્મસ્વરૂપ અને એના માટેની દષ્ટિસંપન્નતા કેળવવાની એ વાણીરૂપ કેડીઓ રચે છે. તો ‘ગુરુ-શિષ્યસંવાદ’ અને ‘ચિત્તવિચારસંવાદ’-ને ઉમાશંકર સંવાદકાવ્યો કહે છે. ‘અનુભવબિંદુ’ને બ્રહ્માનુભવના સમુલ્લાસના આછા ઇશારા તરીકે ઓળખાવે છે. અને તેઓ આ ઉદાહરણ આપે છે :

**જ્યારે પ્રગટ્યું અનુભવ અંગ, ત્યારે ફળિયા સઘળા રંગ**
**શરદઋતુનો હવો પ્રકાશ, ત્યારે નિર્મળ જળ આકાશ.**

નિર્ગુણ અને કેવલાદ્વૈતના ઉપાસકો અખાના ‘અખેગીતા’-ને બહુ મહત્ત્વના અને તાત્ત્વિક વિચારસંદર્ભ તરીકે મૂલવે છે. જેમાં અખાએ દ્વૈતાદ્વૈત, માયા, પરબ્રહ્મ, જીવ અને શિવ, સક્ષાત્કારના માર્ગો, ચિત્તની અવસ્થાઓ, સંકેત અને ભક્તિને લક્ષ્ય કરીને કડવાં તેમજ પદરચનાઓ કરી છે. બ્રહ્મલીલા નામે એક દીર્ઘરચનામાં એ કહે છે.

**સદ્‌ગુરુબ્રહ્મ સો સ્તુતિ પદારથ, દુષ્ટ પદારથસ્વામિની,**
**અખા બ્રહ્મ ચૈતન્યઘનમેં, ભઈ અચાનક દામિની.**

સગુણ શું ? આ દેખાય છે તે સ્વરૂપ શું ? અને ખરેખર ચૈતન્યઘન તત્ત્વ શું ? એ અખાને નિર્દેશવું છે. અહીં આવતો ‘ભઈ અચાનક દામિની’માં વીજળીના ચમકારની વાત લક્ષ્ય કરવા જેવી છે. જે પછીથી આપણને ગંગાસતીમાં મળે છે. આ આખી રચનાને વિગતે તપાસવામાં આવે તો આપણો ભજનવિચાર એમાં અભરે ભર્યો છે. એક બીજી પંક્તિ જુઓ :

**પિંડ પર સો મોહ પાયો, પુરંજન તાર્તે ભર્યો;**
**કહે અખા યહ જીવૌત્પત્તિ, માન મિથ્યા લે રહ્યો.**

અખો જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ અને બ્રહ્મનો વિદ્વાન અને મહાઅનુભવી ગાયક છે. એની પાસે ભજનના અને ભાજનના અનેક તરીકા છે. એટલે શ્રી ઉમાશંકર એને ઓજસ્વિની અને ઓઘવતી ભાષાનો તત્ત્વજ્ઞ કવિ કહે છે.

*** આનંદઘન (ઈ. સ. ૧૬૫૦માં હયાત)**

મૂળ નામ લાભાનંદ. સત્તરમી સદીના જૈન સંપ્રદાયના સાધુકવિ, પરંતુ જ્ઞાનમાર્ગી પરંપરાની રાજસ્થાનીમિશ્રિત ગુજરાતીમાં પદરચનાઓ મળે છે. આ ઉપરાંત જૈનધર્મના ૨૪ તીર્થંકરો વિશેની એમની રચનાઓ પ્રચલિત છે. અધ્યાત્મભાવભર્યા પદો એ આનંદઘનની વિશેષતા. ‘આનંદઘન ચોવીસી’, ‘આનંદઘન બહોતેરી’ એ એમની મુખ્ય રચનાઓ છે.

સિદ્ધ-અવધૂત પરંપરાના યોગી, પ્રેમી, ભક્ત, મહાપુરુષ તરીકે આનંદઘન ઓળખાતા રહ્યા છે. એમનું વિખ્યાત પદ છે :

**અબ હમ અમર ભર્યે ન મરેંગે. અબ હમ...**
**યા કારણ મિથ્યાત દીયો તજ, ક્યું કર દેહ ધરેંગે ?**

કબીર કહે છે :

**બહુરી નહિ આવના યા દેશ**
**જો જો ગયે બહુરી નહિ આયે, પઠવત નાહી સેસ.**

ભક્તને એ કક્ષાએ પહોંચવું છે કે વારંવારના આ જન્મજન્માંતરના ફેરા ટળી જાય. કબીર તો એમ પણ કહે : બાર બાર કૌન મરે ? એ જ પ્રતીતિનો પુનરોચ્ચાર આનંદઘન કરે છે : 'અબ હમ અમર ભયે !' બસ ના જોઈએ આ શરીર એવી દૃઢતા સાથે છોડવું. પછી ક્યાં પ્રશ્ન રહે છે ? કબીરને આ આવનજાવનનું મિથ્યા ચક્કર સમજાઈ ગયું. એ જ આ કવિને પણ સમજાયું હશે. એક બીજા પદમાં કહે છે :

**'પરઘર ભમતાં સ્વાદ કિશો લહે ? તન ધન યૌવન હાણ;**
**દિન દિન દીસે અપયશ વાધતો, નિજ જન ન માને કાંણ.'**

કેટલીક વસ્તુ એવી છે જેનો જાતે જ અનુભવ કરવો પડે. મૃત્યુના અનુભવ માટે તો મરવું જ પડે. એ વગર એના સ્વાદની ખબર ના પડે. પણ જીવતાજાગતા જે મરે એ જાણે આ સ્વાદ અધૂરા રહીને સ્વાદ માણવા જવું એ તો નરી ખુવારી છે. એ કાંઈ ઇન્દ્રિયાતીત અનુભવ ના આપે. આ માત્ર માયાની મોહજાળ છે. આનંદઘન જીવનનું સાર્થક્ય બહુ સરળ પણ પામવું અઘરું પડે એ રીતે વર્ણવે છે :

**'રામ કહૌ રહિમાન કહૌ કોઉ, કાન્હ કહૌ મહાદેવ રી,**
**પારસનાથ કહૌ કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવ રી.'**

આનંદઘન પણ કબીર જેવા નિર્ગુણના ઉપાસક છે. પણ એ જરૂર પડ્યે સાંસારિક બાબતોને પણ ગાય છે. ધર્મનો વાડો એને માન્ય નથી. આપણે નામ આપ્યાં અને ચિહ્ન પણ આપ્યાં. પણ બ્રહ્મ તો એ છે, જે સ્વયંમાં સ્થિર છે. એટલે કહે છે સકલ બ્રહ્મ સ્વયમેવ !

**'મનસા પ્યાલા પ્રેમ મસાલા, બ્રહ્મ અગ્નિ પરજાલી;**
**તન ભાઠી અવટાઈ પીએ કસ, જાગે અનુભવ લાલી.'**

અહીં પણ કબીરની લાલીનો અનુભવ છે. અભીપ્સાઓથી ભરેલો આ પ્રેમનો પ્યાલો એ તો આપણી સ્થૂળ કરણીઓ છે. બ્રહ્મનો પ્યાલો ભલે આગ સ્વરૂપ છે પણ એક વાર જો ચાખી લેવાય તો બધી કામનાઓ બળીને ભસ્મ થાય. પછીથી એ લાલીમાં લાલી મળી જાય. આ બ્રહ્માનુભવ.

આનંદઘન રહસ્યવાદી છે. એ વાત તો કરે છે સ્થૂળ ઉપચારની પણ એને ચીંધવાનું છે કૈંક બીજું જ. આ પ્રણય એ પણ શારીરિક જરૂર છે. પરંતુ ભોગવવાનો છે અંદરને અંદર અને ઝાંખી કરવાની છે. આ અનુભૂતિને કારણે જ એને પણ કબીર જેમ જ ગાવું છે : 'મોકો કહા ઢૂંઢે રે બંદે મેં તો તેરે પાસ મેં.'

*** મૂળદાસ (ઈ. સ. ૧૬૫૫-૧૭૭૯)**

**પ્રીતમ વરની ચૂંદડી રે, મહાસંતો વોરવાને માળિયા**
**જે રે ઓઢે એ અમર રે'વે અકળ કળામાં જઈ ભાળિયા....**

સૌરાષ્ટ્રની ભજન-વાણીમાં કેટલાંક રૂપકાત્મક ભજનો મળે છે. આ રૂપકો દ્વારા એણે જીવ, શિવ અને ભક્તિના માર્ગને ચીંધ્યો છે. જેમાં પ્યાલો, કટારી, ચરખો, બંગલો, ચૂંદડી વગેરે જેવાં ભજન ગણવામાં આવે છે. 'મૂળદાસની ચૂંદડી' તરીકે ઓળખાતા/ગવાતા આ ભજન માટે બહુ પ્રચલિત નથી એવી એક જનશ્રુતિ સાંભળી છે. અમરેલીથી જૂનાગઢ જતાં રસ્તામાં પરબની જગામાં જૈફ વયના મૂળદાસજી યુવાન સંત દેવીદાસ (૧૭૨૫) અને અમરમા (૧૭૨૫-૧૮૦૦)ને મળે છે. મૂળદાસજીનું અદકેરું સન્માન થાય છે અને રાત્રે ભજન-વાણી ગવાય છે એમાં મૂળદાસજીએ આ ભજન ગાયું. પરંતુ આ સાંભળેલી કથા છે. હા, મૂળદાસજી સંવત ૧૮૩૫માં લગભગ ૧૨૪ વર્ષની વયે સમાધિ લે છે. જે ઈ. સ. ૧૭૭૯નો સમય છે. પરબની જગા ઈ. સ. ૧૭૫૦ આસપાસ અસ્તિત્વમાં છે. જેથી આમ બન્યું હોવાને કારણે રહે છે, પરંતુ આપણી વાત તો ભજનની છે. પ્રસ્તુત ભજનમાં જીવાત્માની ઉત્પત્તિ એને કરવાનાં કર્મો અને એમાં ભક્તિનો મહિમા, આત્માની શુદ્ધિ, છેવટના પ્રયાણ બાદની મુક્તિ, આ ભક્તકવિએ ગર્ભિત રીતે ગાઈ છે. આ ચૂંદડીના કેટલાક અંતરાના પાઠ છપાયેલાં પુસ્તકોમાં જોવા મળતા નથી. એકાદ-બે પંક્તિઓ :

**ધૂસળ, મુશળ ને રવૈયો સાગ, સરિયો ને તિરડો રે,**
**પ્રપંચના કીધા પીંડિયા, સુષમણા પહોંચે શામળિયાં રે**
**ગુરુદેવે દીધા કન્યાદાનમાં ભક્તિ, મુક્તિ બે ગવાડિયાં રે**
**પરણાવ્યા પરિબ્રહ્મને રે નારદે વેદ લઈ ને ભાણીયાં રે**

સંત મૂળદાસનો જન્મ જૂનાગઢ જિલ્લાના, ઊના તાલુકાના આમોદરા ગામે ઈ. સ. ૧૬૫૫ (વિ. સં. ૧૭૩૧ કારતક સુદ ૧૧ને સોમવાર)ના રોજ થયો. પિતાનું નામ કૃષ્ણ/કરશનજી અને માતાનું નામ ગંગાબાઈ. વાઘેલા અટકના સોરઠિયા લુહાર જ્ઞાતિમાં કિશોરવયમાં તેમનું લગ્ન થાય છે. પત્નીનું નામ વાલબાઈ. પોતાના લુહારીકામમાં ઉપયોગમાં લેવાતા કોલસા પાડવા એક વાર સુક્કાં લાકડાં સળગાવે છે, અને એમાંથી લાલ કીડીઓ ઊભરાણી. કહેવાય છે કે આ દૃશ્ય જોઈને મૂળદાસનો જીવ કકળી ઊઠ્યો. વૈરાગ્યના બીજ અહીં પણ એના વ્યવસાયને કારણે રોપાયાં. અને મૂળદાસ ઘર-ધંધો છોડીને સતની શોધમાં નીકળી પડ્યા. ઘણાં વરસોની યાત્રાઓ, ઉદરપોષણ માટે મજૂરી કરી, પણ ચિત્ત તો હરિસ્મરણમાં લીન હતું. કોઈ પરમપ્રતાપી ગુરુની પણ શોધ હતી. અને રામાનંદી વૈષ્ણવ સંપ્રદાયના શ્રી જીવણદાસ લોહલંગરીની ગુરુ તરીકેની કંઠી મૂળદાસ બાંધે છે. અને સંવત ૧૭૬૮માં તેમણે અમરેલીમાં આશ્રમ સ્થાપ્યો.

આ સંત-ભક્તકવિએ જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ અને આત્મબોધવિષયક ભજન અને

પદ-ભજનપ્રકારની ગુજરાતી-હિન્દીમાં રચનાઓ કરી છે. આ ઉપરાંત ટૂંકી આખ્યાનપ્રકારની કૃતિઓ તથા ભાગવતનો બીજો સ્કંધ તેમણે ગુજરાતી ભાષામાં અનૂદિત કર્યાં છે. હિન્દી ભાષામાં 'ચોવીસ ગુરુદત્તલીલા' અને કેટલાંક પદો તથા 'બારમાસી', 'હરિનામલીલા', 'ગુરુગીતા', 'સાસુવહુનો સંવાદ' સમસ્યાઓ, મર્કટીનું આખ્યાન, 'ભગવદ્‌ગીતાનો અનુવાદ' વગેરે રચનાઓ તેમના નામે મળે છે. જેમાં મહામાર્ગ કે સનાતન ધર્મની સાધનાધારાને અનુસરતી અને વૈષ્ણવી પ્રેમલક્ષણાભક્તિનું અનુસંધાન ધરાવતી તેમજ ગુરુમહિમાને લગતી પદ-ભજનપ્રકારની રચનાઓ છે.

પત્ની વેલુબાઈનું અવસાન સં. ૧૭૭૨ (ઈ. સ. ૧૭૧૬)માં થાય છે. વેલુબાઈ પાછળ ભંડારો કર્યો. પછી આશ્રમનો વહીવટ શીલદાસ નામના શિષ્યને સોંપીને મૂળદાસ યાત્રાએ નીકળી જાય છે. દ્વારિકાથી પાછા ફરતાં જામનગરના જામસાહેબ દ્વારા મૂળદાસનો સત્કાર કરવામાં આવે છે અને કહેવાય છે કે જામસાહેબે મૂળદાસની ગુરુ તરીકે સ્થાપના કરી, તેમની કંઠી બાંધે છે. પછીથી મૂળદાસ મહાત્મા મૂળદાસના નામે ખ્યાત થાય છે.

એક બીજો પ્રસંગ પણ મૂળદાસ સાથે જોડાયેલો છે. કોઈ એક રાતના સમયે આશ્રમ પાસે એક રતનબાઈ નામની સગર્ભા સ્ત્રી કૂવામાં પડવા આવે છે, મૂળદાસ તેને બચાવે છે. તેના પેટમાં કોઈનું સંતાન હતું. જેના પિતા તરીકેનું સાચું નામ તે આપી શકે તેમ નહોતી. મહાત્માએ તેને પિતા તરીકે પોતાનું નામ આપવા જણાવ્યું. અને કલંક પોતાના ઉપર લઈ લીધું. આ વાત જાહેર થતાં મૂળદાસ લોકતિરસ્કારનો ભોગ બને છે. થોડા સમય બાદ સત્ય બહાર આવતા એ જ લોકોએ માફી માગી. આ સ્ત્રીને જે સંતાન થયું તેનું નામ મૂળદાસે રાધા રાખ્યું. પોતાના આશ્રમ દ્વારા જ તેનો વિવાહ કર્યો. પછીથી આ રાધાને એક પુત્ર થયો જેનું પૂર્વાશ્રમનું નામ મુકુન્દરાય અને પછીથી સ્વામિનારાયણ સંપ્રદાયના જાણીતા સંત મુક્તાનંદ સ્વામી તરીકે પ્રસિદ્ધ થયા.

સં. ૧૮૩૫, ચૈત્ર સુદ નવમીને દિવસે એટલે કે ઈ. સ. ૧૭૭૯માં અમરેલી મુકામે મહાત્મા મૂળદાસજીએ જીવતા સમાધિ લીધી.

મૂળદાસને આપણે મહામાર્ગની સાધનાધારાના સંત-ભક્ત-કવિ તરીકે જાણીએ છીએ. તેમની વાણી આપણા નિજારીસંતોના ભજનભાવને અનુસરતી હોવાનું તેમજ પ્રેમલક્ષણાભાવ અને જ્ઞાન-વૈરાગની ધરોમાં વહી હોવાનું પ્રમાણી શકાય છે. પણ છેવટે તો એ ભક્તિમાર્ગના ગાયક લોકકવિ છે. પાઠમાં સરળ લાગતી આ વાણીમાં ચિત્તના રહસ્યવ્યાપારના ઊંડા મર્મ સંઘરાયેલા છે. એ શરીરના તાત્ત્વિક રૂપમાં રહેલા સૂક્ષ્મને તાગવા મથે છે, અને એ સૂક્ષ્મતાનો તાર સંધાય તો શરીરની પાર રહેલા આલોકનાં

એને દર્શાન કરવાં છે. એની મોઢામોઢ જઈને ઊભું પણ રહેવું છે. ભક્તિરૂપી આ ચૂંદડીનું એક બીજું મૂળદાસરચિત ભજન જેની થોડી પંક્તિઓ જુઓ :

**ત્રિગુણ તાણ્યો તાંતણો ને માંય પ્રેમનો રસ પાણ**
**નૂરત સૂરત નળી ચાલતી રે વણનારો ચતુર સુજાણ... વોરો સંતો ચૂંદડી !**

કોણ છે આવી આમ સાવ હાથવેંતમાં અને આમ પાર ના પામી શકાય એવી પચરંગી ચૂંદડીનો વણનાર ? એ કર્મના તાણામાં બંધાઈ છે કે નામ-વચનના વાણાથી ટકી રહી છે ? એ એને જાણવું છે. પણ એની આસ્થા કહો કે શ્રદ્ધાના વણાટમાં ગૂંથાયેલી ભાત ઊપટે એવી નથી. આ નિજની ઓળખ માટે આદરેલી શોધ છે. અને સ્વાનુભૂતિની નિદર્શના પણ છે. જીવનરૂપી ચૂંદડીનું ભક્તિના મહાભાવમાં થયેલા રૂપાંતરને એ જાણી જાય છે. એટલે એ કહે છે :

**રાતો રંગ રહેણી તણો રે એનો પુરણ લાગ્યો પાસ**
**અનંત જુગે નહીં ઊમટે રે વાણી ગાય છે મૂળદાસ... વોરો સંતો ચૂંદડી !**

મૂળદાસની રચનામાં જ્ઞાનમીમાંસા છે, જીવ અને શિવના એકત્વને એ જાણે છે અને ગાય પણ છે. આપણને થાય કે એ એના પુરોગામી નરસિંહને સાખ આપે છે. એને આપણે પ્રતીતિ કે અનુભૂતિની એક સરખી કોટિ તરીકે મૂલવવાં રહે. ‘મહાગંધ’ જેવો શબ્દ પ્રયોજીને અંશ અને અંશીના સંબંધની અહીં સ્થાપના થઈ છે. આ સ્વયમ્‌ની શોધ કરતાં કરતાં પરબ્રહ્મને પામવાની એની પોતીકી જરૂરિયાત અને રીતિ છે. ઝૂલણાના લયમાં રચાયેલ મૂળદાસની પ્રતીતિ જુઓ :

**કોટી બ્રહ્માંડ તે એક વૈરાટમાં, વસ્તુ વિરાટનું રૂપ પોતે**
**સ્વયમ્ ચૈતન્યને જીવ જાણે નહિ, મૃગ મહાગંધને દૂર ગોતે.**

શ્રીમદ્ ભાગવતના અનુવાદક મૂળદાસમાં ભગવદ્‌સંદર્ભ પણ જ્યાં જરૂર પડી ત્યાં સચવાયો છે. અનેક ભક્તો સાથે થાય છે તેવું આ ભક્ત-કવિ સાથે પણ થયું છે. જ્ઞાનની કસોટીએ ખરા ઉતરવાની ઘડી આવે તો એ એમ પણ ગાય કે :

**નવધાપુષ્ટ મહામુક્તિફળ જ્ઞાનરસ ભીતર બ્રહ્મરસ બીજ**
**મૂળદાસ કયે બ્રહ્મભક્તિરસ ગદ્‌ગદ કંઠે પ્રેમરસ પીજ !**

પ્રબોધન કરવું એ ભજનનું એક લક્ષણ છે. એણે આમપ્રજાને સતનો માર્ગ ચીંધવાનો હોય છે. કસોટીએ પાર ઉતારવાની ઘડી આવે ત્યારે ભક્ત ડગે નહિ એ ભજને ધ્યાન રાખવાનું હોય છે. આવું લાગ્યું ત્યારે એને દઢ વિશ્વાસ સાથે, પોતાના અનુગામીઓને પ્રબોધવાની રીતિએ પણ વ્યક્ત થાય છે.

**થડકશો મા ને સ્થિર રહેજો, રાખશે શ્રી ગોપાળ રે**
**સત્ય વચનની સદા શીતળ, તેને શું કરે કલિકાળ રે...**

**જાગજો નર તમે ચેતજો !**

પ્રેમલક્ષણાની ઝીણી ખટક પણ આ ભક્તકવિ અનુભવે છે. રાસપ્રકારની એમની એક રચનાને તપાસો.

**ચિતડામાં ચટપટી રે હો લાગી,**
**જીવણ જોવાને હું જાગી... હરિવેણ વાય છે રે હો વનમાં !**

મૂળદાસ જીવની નિયતિ અને જીવનના ધ્યેયની મંત્રકવિતા આપતા હોય એવું એમનું એક ભજન જે અતિ પ્રચલિત છે. માત્ર એની એક-બે પંક્તિ સાથે આપણી આ પરિચયાત્મક વાત પૂરી કરીએ :

**જી રે વટાવડા વાટના,**
**વાટે ને ઘાટે રે વિલંબ નવ કીજીએ.**

*** સંત મેકરણ (ઈ. સ. ૧૬૬૯-1730)**

કચ્છ પ્રદેશના સુપ્રસિદ્ધ સંત કવિ. મેકરણ ડાડા તરીકે ખ્યાત. કાપડી પંથના સાધુ. જન્મ : વિ. સં. ૧૭૨૫. કચ્છના નાની ખોંભડી ગામે. પિતા ભટ્ટી રજપૂત હરધોળજી અને માતા પબાબાઈ. મોટાભાઈ : પતોજી. ગુરુ : ગાંગોજી કાપડી. સૌરાષ્ટ્રના શરભંગઋષિના આશ્રમ (પરબ)નો ધૂણો ચેતાવ્યો. ધ્રંગ-લોડાઈ (કચ્છ) મુકામે આશાપુરાનું સ્થાનક કર્યું. લીરબાઈ નામે આહીર કન્યાને દીક્ષા. ગરવા હરિજન સહિત ૧૧ ભક્તો સાથે સં. ૧૬૮૬, આસો વદ ૧૪ શનિવારના દિવસે જીવતાં સમાધિ લીધી. રચના : કચ્છી બોલીમાં ભજનવાણી, સાખીઓ.

કચ્છના મોટા રણમાં લાલિયો નામે ગર્દભ અને મોતિયો નામે શ્વાનના સહારે નજીકના શહેરમાંથી અનાજ, રોટલા ઉઘરાવી લાવે અને ગરીબ પ્રજાને ટંકે ટંકનું ભોજન કરાવે. કોઈ આવી ચડેલા વટેમાર્ગુને ઝૂંપડીએ આશરો આપે અને ભજનભાવમાં વ્યસ્ત એક બાવો પ્રજાને સતમાર્ગનો રાહ ચીંધે. કચ્છી ભાષામાં સાખીઓ, ભજન ગાય અને કચ્છના કબીર તરીકે ઓળખાય. આપણે અગાઉ કહ્યું તેમ ભજનમાં ગવાતા ભાવવિશ્વની ધારા તો ઉતર્યા જ કરવાની. પણ આ સૌને પોતીકો શબદ છે અને પોતીકો એક ઉદ્દેશ્ય પણ છે. એની સાધના, રહસ્યની ખોજ અને પરમની પ્રતીતિ જો સ્વભાવમાં સ્થિર ના હોય તો ભજન લાંબુ ના ચાલે. આ ઉછીનો કે ઉધાર લીધેલો લૌકિક વ્યવહાર નથી. આ અંદરથી ઉદ્ભવેલો અને જરૂરિયાતના કારણે પ્રજા વચ્ચે વહેંચાતો પદારથ છે. એટલે આપણે આવી સ્થૂળ રીતે સંકળાતી ઓળખને બાજુ પર જ રાખવી રહે. આપણે મન મેકરણ એ મેકરણ છે.

મેકરણની વાણી એ જનસાધારણને દોરવણી આપતી વાણી છે. એમાં

આત્મભાવ, ગુરુમહિમા અને ગૂઢનિર્દેશ છે, નિર્ગુણ ઉપાસના, તત્ત્વનું એકત્વ હોવાની ઊંડી ઓળખ છે, અને ભક્તિ પણ છે. છતાં એનો સૂર સ્વપ્રતીતિને, પરપ્રતીતિ સુધી પહોંચાડવાની નેમવાળો છે. સંતનું કામ જ સ્વને જાણવાનું, એમાંથી ઉફરા ઉઠવાનું અને સર્વત્રમાં વહેંચાઈ જવાનું. ભજન, ભક્તિ અને પરમ સાથેનો સંબંધ એ ક્યારેય કોઈ એક વાડાનાં કે કોઈ સંપ્રદાયે નિશ્ચિત કરેલા માર્ગનાં ના હોય. મેકરણને આપણે ક્યાંય બાંધી શકીએ એમ નથી. એ સૌરાષ્ટ્ર-કચ્છ પ્રદેશની સામૂહિક ચેતનામાં એનાં કાર્ય, વિચારવ્યાપ અને વાણીથી ઓગળી ગયેલું નામ છે. આજે પણ કેટલાક મેકરણ કે આવા ઉદ્દેશ્યથી પ્રવર્તતા સંતોના વ્યાપાર-વ્યાસંગમાં જીવન વ્યતીત થાય એવા નેમધારીઓ આ પ્રદેશમાં મળી આવે. કેટલીક સૂક્ષ્મ હકીકતોમાં જઈએ તો આ બહુ દૂરની ઘટનાઓ નથી. બસ આપણી સમજના વિસ્તારની આ વાત છે. બહુ નજીકથી જોવા ટેવાયેલા હોય એને થોડે દૂરનું પણ નથી દેખાતું હોતું. જે ભાળી ગયા છે અને આચરે છે તે આવી વાણીનો પ્રભાવ ગણી શકાય.

ત્રણેક સાખીથી આ વાતને પ્રમાણી શકીએ. કચ્છી બોલીમાં આ સાખીઓ કહેવાઈ છે. જેના કેટલાક મારા માટે અજાણ્યા શબ્દપ્રયોગ વિશે કચ્છના મિત્રો પાસેથી સમજૂતી મેળવી છે.

**ગૂઢારથ જ્યું ગાલિયું વધી વડ થઇયું,**
**તાણે કે ન પૂછિયું, મું પણ ન ચઇયું.**

(ગૂઢાર્થભરી અનેક વાતો હું સંઘરીને બેઠો છું, હવે તો એ વધીને કોઈ વડવાઈથી ભર્યાભાદર્યા વડ જેવી થઈ ગઈ છે. પણ એ શું છે ? એવું કોઈ પૂછતું નથી. અને અમસ્તા જ કહ્યા કરવાનું મારે માટે કોઈ કારણ નથી.)

**જાં વિંઝા જીરાણ મેં કરિયા સેણે કે સડ,**
**મિટ્ટી ભેરા વ્યા મિલી હુંકારો ડિયે ન હડ.**

(હું સ્મશાનમાં જઈ આવ્યો, ત્યાં દફનાવાયેલાને અનેક સાદ કર્યા. પણ કોઈ હોંકારો મળ્યો નહિ. એટલે સમજાઈ ગયું કે આ દેહ એક માટી છે, અને માટી ભેળું એ મળી ગયું.)

**પીપ્પર મેં પણ પાણ નાય બાવરમેં બ્યો,**
**નિયમેં ઊ નારાણ પોય કંઢેમેં કયો ?**

(પીપર નામે વૃક્ષમાં જે પ્રાણ રૂપે રહેલો છે એ જ તો આ બાવળમાં પણ છે. જો લીમડામાં નારાયણ છે તો વળી ખીજડામાં બીજો ક્યાંથી હોય ?)

જોઈ શકાશે કે મેકરણને અહીં જનસમૂહમાં રહેલી અજ્ઞાનતાસભર પોતાનામાં રત રહેવાની વૃત્તિઓ, દેહની ક્ષણભંગુરતા અને પરમ તત્ત્વના એકત્વ વિશે કહેવું

છે. અને એનો સૂર પ્રજાની બહેરાશભરી ઉદાસીનતા, શાશ્વતને ચીંધતી રૂપકાત્મક ખેવના અને સામાજિક તેમજ ધાર્મિક વાડાબંધીને નિર્દેશે છે.

ગુજરાતીમાં ઊતરી આવેલી મેકરણની અતિ પ્રચલિત રચના 'મારી મેના રે બોલે ગઢને કાંગરે'-ના અંતની બે પંક્તિઓ : અહીં મેકરણ ડાડા કોઈક એવા સંબંધને સ્થાપી આપે છે જે આ સંત-ભક્તોની શોધ છે. શાસ્ત્રો માટે જે રહસ્યનો વિષય છે એને આપણા આ અભણ જ્ઞાનીઓ કેવું સમજતા હોય છે !

**મેના ને મેકરણ બેઉ એક છે,**
**એને તમે જુદા રે નવ જાણો...**
**આજ મારી મેના રે બોલે ગઢને કાંગરે**

ફરી કબીરને યાદ કરીએ :

**મોકો કહા ઢૂંઢે રે બંદે મેં તો તેરે પાસ મેં.**

આ સદીના આ મુખ્ય સ્તંભરૂપ સંત-ભક્તકવિઓ છે. જેની વાણીનો પરિચય મળી રહે એ હેતુસર માત્ર બે-ચાર પંક્તિઓ ઉદાહરણ તરીકે અહીં તારવી છે. આ એમનું મુખ્ય કે શ્રેષ્ઠ પ્રયોજન સ્વાભાવિક રીતે જ નથી ગણવાનું. આ સિવાયના થોડા અન્ય ભક્તકવિઓનો માત્ર જીવનપરિચય મેળવીએ. એમના વાણીવ્યાપાર વિશે વાત કરવાનું ટાળું છું.

*** પ્રાણનાથ સ્વામી (ઈ. સ. ૧૬૧૮-૧૬૯૫)**

પ્રાણનાથ સ્વામીનું પૂર્વાશ્રમનું નામ મહેરાજ. પિતાનું નામ કેશવજી ઠક્કર. માતા ધનબાઈ. વતન જામનગર. દેવચંદ્રજી નામે જૈન સૂરિના તેઓ શિષ્ય. કવિની કેટલીક રચનાઓ 'ઇન્દ્રાવતી' અને મેહરાજને નામે મળે છે. ઉર્દૂ, સિંધી અને ગુજરાતી ભાષામાં મોટી સંખ્યામાં પદો-કીર્તનો ઉપરાંત 'બારમાસી', 'ષડ્ઋતુ' અને 'તારતમ સાગર/ શ્રીજીમુખવાણી' ગ્રંથ. બુંદેલ ખંડના પન્ના ગામે જીવતાં સમાધિ.

'કિરંતન' નામે તેમના પદસંગ્રહની શ્રી નિરંજન રાજ્યગુરુએ વિગતે સમીક્ષા કરી છે.

*** રાજે (ઈ. સ. ૧૬૫૦-૧૭૨૦)**

પ્રેમલક્ષણાભક્તિ – પરંપરાના જ્ઞાની કવિ. ભરૂચ જિલ્લાના આમોદ તાલુકાના કેરવાડા ગામે મોલેસલામ મુસ્લિમ જ્ઞાતિમાં જન્મ. કૃષ્ણચરિત્રના વિવિધ રાગ ઢાળમાં અદ્‌ભુત પદો એમણે રચ્યાં છે. મોટા ભાગની કવિતા કૃષ્ણભક્તિ અને પ્રેમલક્ષણાભક્તિના રંગે રંગાયેલી. દોઢસો જેટલાં પદો - થાળ, આરતી, ગરબી પ્લવંગમ છંદ તેમની વિશેષતા.

મુખ્ય રચનાઓ : જ્ઞાન વૈરાગ્યલક્ષી 'જ્ઞાનચુસરા' અને 'બારમાસા'.

*** લીરલબાઈ – ૧ (મજેવડી ઈ. સ. ૧૬૦૦)**

મહાપંથી સંત કવયિત્રી મજેવડી (જિ. જૂનાગઢ) ગામે લુહાર જ્ઞાતિના વીરાજી આંબાજી પીઠવા નામના ભક્ત દેવતણખીને ત્યાં જન્મ. દેવાયત પંડિતનાં શિષ્યા : રચના : યૌગિક પરિભાષામાં ગણપતિ મહિમા તથા મહાપંથી યોગ-વૈરાગ્ય-ઉપદેશપ્રધાન ભજનવાણી.

આ સંતવાણી વિશે જેટલી વાતો કરીએ એ કોઈ ને કોઈ રીતે અધૂરી જ રહેવાની. મુખ્ય વાત એ છે કે આ તેમના માટે આંતરપ્રતીતિનો વિષય હતો. અને એને વહેંચવું હતું. આ વહેંચવાની ક્રિયામાં એણે તન, મન, ધન ખર્ચ્યાં છે. અને મેળવ્યું હોય તો માત્ર નામ-સ્મરણ. એક બીજી વાત પણ કરવી છે. ભજન એ હજુ વાડીમાં ઊછરતું, લાલનપાલન હતું બાળક છે, એને આદર અને સંપૂર્ણ સન્માન સાથે ગામ-નગરમાં સુજ્ઞજન વચ્ચે લાવવાની ફરજ અને જવાબદારી શ્રેષ્ઠીઓની છે. આ દિવસો આવતા જાય છે. બહુ જલદી એની સ્થાપના થાય. એવું સૌ ભજનના મર્મીઓ અને હિતસાધકોને પ્રાર્થના. અસ્તુ.

□

---

## સાભાર-સ્વીકાર

(૧૪૫) મહાભારતનાં અમૃતપાત્રો : ભા. ૧થી ૫, લે : રાસવિહારી મણિયાર, દરેક ભાગની આવૃત્તિ : ૨૦૧૫, દરેક ભાગના પ્રકાશક અભિધા પ્રકાશન, અમદાવાદ, ભા-૧, પૃ. ૧૨+૫૬, રૂ. ૧૧૦, ભા.-૨ ૧૦+૭૦, રૂ. ૧૨૦, ભા.-૩, પૃ. ૧૨+૮૮, રૂ. ૧૫૦, ભા.-૪ ૧૨+૬૬, રૂ. ૧૨૦, ભા.-૫, ૧૪+૬૨, રૂ. ૧૨૦ (૧૪૬) જીવનચિંતન : રાસવિહારી મણિયાર, ૨૦૧૫ અભિધા પ્રકાશન, અમદાવાદ, પૃ. ૧૦+૯૮, રૂ. ૧૫૦ (૧૪૭) ગુજરાતના શિક્ષણ, સંન્યાસીઓ : ડૉ. રણજિતસિંહ પવાર, ૨૦૧૫, સંસ્કાર સાહિત્ય મંદિર, અમદાવાદ, પૃ. ૧૨+૧૦૪, રૂ. ૧૮૦ (૧૪૮) બાલસાહિત્ય મંથન : યશવંત મહેતા ૨૦૧૫, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, પૃ. ૧૦+૧૦૨, રૂ. ૧૦૦

## આવરણચિત્ર સંદર્ભનોંધ

■ **પીયૂષ ઠક્કર** ■

શિલ્પકાર : તૃપ્તિ પટેલ (જ. ૧૯૫૭, નૈરોબી, કેન્યા)

આવરણચિત્રનું શીર્ષક : (....that humanity forgot)... એ જે માનવજાત વિસરી ગઈ

ગતાંક (પરબ, ઑક્ટોબર ૨૦૧૬)થી આગળ.

આવરણ પર મુકાયેલા ચિત્રની અને એ રીતે રચાયેલાં આ શ્રેણીનાં બીજાં ચિત્રોની પૃષ્ઠભૂમિમાં છે ૨૦૦૨નાં કોમી રમખાણો. કળાકાર તૃપ્તિ પટેલે, જેઓ મૂળે તો શિલ્પકાર છે, આ ચિત્રસદૃશ દ્વિ-પરિમાણી શિલ્પોની એક આગવી શ્રેણી રચી છે. શિલ્પકાર જ્યારે ચિત્ર રચે ત્યારે પણ ચિત્રના બહાને એ તો શિલ્પકળાના પરિમાણોનો વિસ્તાર કરે છે. આવરણચિત્રને જરા ધ્યાનથી જોઈશું. અહીં માનવઆકારો છે. જેમાં માત્ર દેહાકૃતિ છે. એ માટે કળાકારે કુશળતાથી કાગળ બાળ્યો છે. કાગળ બાળતાં એમાં સાંપડેલા અવકાશમાં આ માનવઆકારો ઉપસ્થિત કર્યા છે. અથવા તો એમ પણ કહી શકાય કે માનવ સંદર્ભને કાગળ બાળીને એમણે અનુપસ્થિત કર્યો છે. જાણે ઉપસ્થિતિ અને અનુપસ્થિતિની એક ભ્રમણા રચી છે. એમાં પણ લીલા રંગની ઝાંય આકારોને ઘટ્ટતા આપે છે.

આ આકારોની વપુભાષાનો, ૨૦૦૨ના ઘટનાક્રમના સંદર્ભે અછડતો અર્થ કરીએ તો ગતિશીલ ભાસતા આ આકારોમાં ક્યાંય નર્તન નથી, લાવણ્ય નથી. બલ્કે અંધાધૂંધી છે, વિકલતા છે, પતન છે. જોકે એ સાથે એ પણ નોંધવું ઘટે કે એથી અદકી, કદાચ બળવત્તર, જિજીવિષા પણ છે. આ ચિત્રમાં કોરાયેલા માનવ આકારમાંથી પસાર થતા પ્રકાશને કારણે રચાતી બીજી રમણાઓ મૂળ કૃતિ જોઈએ ત્યારે જ આસ્વાદી શકીએ. આરંભે કહ્યું ને કે કળાકારે ચિત્ર/શિલ્પની ધારણાઓને આ શ્રેણીમાં હેરવી-ફેરવી છે. તો ચાલો ફરી નીરખીએ.



# આપણી વાત

■ સંકલન : પ્રફુલ્લ રાવલ ■

## આપણી વાત

ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રતિ બે વર્ષે જ્ઞાનસત્ર યોજે છે. આ વર્ષે આ જ્ઞાનસત્ર મગરવાડા, જિ. બનાસકાંઠામાં યોજાશે. એમાં પરિષદના આજીવન સભ્યો આવે તેવી અપેક્ષા રખાય છે. પ્રાધ્યાપકો વિદ્યાર્થીઓ સાથે આવે તો વિદ્યાર્થીઓ પરિષદની પ્રવૃત્તિથી વાકેફ થશે.

ગુજરાતી સાહિત્ય પરિષદ અને શિશુવિહાર, ભાવનગરના સંયુક્ત ઉપક્રમે તા. ૧૬-૧૧-૨૦૧૬ના રોજ શિશુવિહાર ભાવનગરમાં શ્રીયશવંત પંડ્યા વ્યાખ્યાનમાળા અંતર્ગત શ્રી અદિતિ દેસાઈએ 'મારી જીવનયાત્રા : મારી રંગયાત્રા' વિશે વક્તવ્ય આપ્યું હતું.

તા. ૨૦-૧૦-૨૦૧૬ના રોજ પાક્ષિકી અંતર્ગત નયના ડેલીવાલાએ હિન્દી વાર્તાકાર નીલમ શ્રેષ્ઠની વાર્તાની અનૂદિત વાર્તા 'રેસ્ક્યુ'નું પઠન કર્યું હતું. વાર્તા સુરત શહેરમાં ઉકાઈ ડેમના દરવાજા ખોલવાથી ફરી વળેલા પૂરમાં ફસાયેલા કંપનીના ત્રણ કર્મચારીઓના બચાવની હતી. વાર્તા રસપ્રદ હતી. ઉપસ્થિત ભાવકોએ વાર્તા 'સાંપ્રત પ્રશ્ન' પ્રત્યેના સામાજિક અભિગમ અંગેની ચર્ચા કરી હતી. અનુવાદમાં વપરાયેલા કેટલાક શબ્દો સંદર્ભે સૂચનો થયાં હતાં.

તા. ૧૭-૧૧-૨૦૧૬ના રોજ 'પાક્ષિકી' અંતર્ગત શ્રી પૂર્વી ઉપાધ્યાયે 'ચંદ્રીની મા' વાર્તાનું પઠન કર્યું હતું. જુવાન થતી જતી ચંદ્રીને જોતા તેની મા ઉજળીની ચિંતાનો પાર નથી. વળી કર્મણિયો તેની પૂંઠે પડ્યો છે. ભૂરીમા જ્યારે ચંદ્રીને જુએ છે ત્યારે ખબર પડે છે કે ચંદ્રીનો પગ કૂંડાળામાં પડી ચૂક્યો છે. વાઘજી કાણિયો પૈસા લઈ તેનો ઇલાજ કરી આપે છે. રાતે ઉજળી તેને ઘેર જાય છે. બંધ દરવાજાની તિરાડમાંથી જુએ છે તો ચંદ્રીનાં કપડાં નજરે પડે છે. બિલાડી અને પગની કપાસીના પ્રતીકનો ઉપયોગ કરીને લેખિકાએ કલાત્મક વાર્તા આપી તેવો ભાવકોનો મત હતો.

રવીન્દ્ર ભવનના ઉપક્રમે તા. ૨૫-૧૧-૨૦૧૬ના રોજ શૈલેષ પારેખલિખિત અભિનય બેંકર અને નિસર્ગ ત્રિવેદી અભિનીત 'સત્યની શોધમાં આઇન્સ્ટાઇન અને રવીન્દ્રનાથ ટાગોર' વિશેનો વિશિષ્ટ કાર્યક્રમ તા. ૨૫-૧૧-૨૦૧૬ના રોજ વિશ્વકોશભવનમાં યોજાયો હતો.

## ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૯મા જ્ઞાનસત્રનો વિગતવાર કાર્યક્રમ

**તારીખ : ૨૩-૨૪-૨૫ ડિસેમ્બર - ૨૦૧૬**
**શ્રી સર્વસાધારણ માનવ સેવા ટ્રસ્ટ, મગરવાડા**
**શ્રી જૈન માણિભદ્રવીર મંદિર પરિસર,**
**મગરવાડા-૩૮૫૪૧૦, તા. વડગામ, જિ. બનાસકાંઠા**

### ઉદ્‌ઘાટન બેઠક

**તા. ૨૩-૧૨-૨૦૧૬, શુક્રવાર, સવારે ૧૧.૦૦થી ૧.૦૦**

ગીત : જય જય ગરવી ગુજરાત...
આશીર્વાદ : યતિશ્રી વિજયસોમજી મહારાજસાહેબ
સ્વાગત : શ્રી કિશોરસિંહ સોલંકી
અતિથિશ્રીનો પરિચય : શ્રી રમણીક સોમેશ્વર
અતિથિશ્રી : શ્રી એન. ગોપી
અધ્યક્ષ : શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળા
પ્રાસંગિક : શ્રી રઘુવીર ચૌધરી, શ્રી હર્ષ બ્રહ્મભટ્ટ
પરિષદનો અહેવાલ : શ્રી પ્રફુલ્લ રાવલ (મહામંત્રી)
આભાર : શ્રી રાજેન્દ્ર પટેલ

### બીજી બેઠક

**તા. ૨૩-૧૨-૨૦૧૬, શુક્રવાર, બપોરે ૩.૦૦થી ૬.૦૦**

શતાબ્દી વંદના : શ્રી બાલમુકુન્દ દવે અને શ્રી વેણીભાઈ પુરોહિત
અધ્યક્ષ : શ્રી પ્રફુલ્લ રાવલ
વક્તા : શ્રી હરિકૃષ્ણ પાઠક
શ્રી ઉદયન ઠક્કર
સંચાલન : શ્રી રાજેન્દ્ર પટેલ

### ત્રીજી બેઠક

**તા. ૨૩-૧૨-૨૦૧૬, શુક્રવાર, રાત્રે ૮.૦૦થી ૧૦.૦૦**
**યજમાન સંસ્થા આયોજિત સાંસ્કૃતિક કાર્યક્રમ : ભવાઈ**

### ચોથી બેઠક

**તા. ૨૪-૧૨-૨૦૧૬, શનિવાર, સવારે ૯.૩૦થી ૧૨.૩૦**

પ્રશિષ્ટ સાહિત્ય (મધ્યકાલીન, અર્વાચીન અને સાંપ્રત)
અધ્યક્ષ : શ્રી અનિલા દલાલ
જ્ઞાનવિમલસૂરિનું સાહિત્યમાં પ્રદાન : શ્રી અભય દોશી
ગાંધીયુગનું દલિત સાહિત્ય : શ્રી સમીર ભટ્ટ

નારીવિમર્શ : શ્રી ઇલા આરબ મહેતા

સંચાલન : શ્રી અજયસિંહ ચૌહાણ

**પાંચમી બેઠક**

**તા. ૨૪-૧૨-૨૦૧૬, શનિવાર, બપોરે ૩.૩૦થી ૬.૦૦**

**માનવવિદ્યા અને સાહિત્ય**

અધ્યક્ષ : શ્રી રમેશ બી. શાહ

સાહિત્ય : એક સામાજિક રચના : શ્રી વિદ્યુત જોશી

ડિજિટલ વર્લ્ડ અને સાહિત્ય : શ્રી રૂપલ મહેતા

સંચાલન : શ્રી જનક નાયક

**છઠ્ઠી બેઠક**

**તા. ૨૪-૧૨-૨૦૧૬, શનિવાર, રાત્રે ૮.૦૦થી ૧૦.૦૦**

**આસ્વાદ : ઉત્તર ગુજરાતના પરિવેશની કૃતિઓનું વાચિકમ્**

ભૂમિકા : શ્રી કિશોરસિંહ સોલંકી

વાચિકમ્ : સ્થાનિક સાહિત્યકાર અને વિદ્યાર્થીઓ

**સાતમી બેઠક**

**તા. ૨૫-૧૨-૨૦૧૬, રવિવાર, સવારે ૯.૦૦થી ૧૧.૩૦**

**પ્રદેશવિશેષ અને સાહિત્ય : બનાસકાંઠા (ઉત્તર ગુજરાત)**

અધ્યક્ષ : શ્રી ભગવાનદાસ પટેલ

પાલનપુરી બોલી : શ્રી મુસાફિર પાલનપુરી

ઉત્તર ગુજરાતના સાહિત્યમાં :
વ્યક્ત થતી ગ્રામચેતના શ્રી મનીષા દવે

સંચાલન : શ્રી રવીન્દ્ર પારેખ

**આઠમી બેઠક**

**તા. ૨૫-૧૨-૨૦૧૬, રવિવાર, બપોરે ૧૧.૩૦થી ૧૨.૩૦**

આભારદર્શન : યજમાન સંસ્થા વતી

ગુજરાતી સાહિત્ય પરિષદ વતી : શ્રી પ્રફુલ્લ રાવલ, મહામંત્રી

નોંધ : જ્ઞાનસત્રમાં ભાગ લેવા ઇચ્છતા પ્રતિનિધિઓએ ભોજન-ઉતારા શુલ્ક રૂ. ૪૦૦ તથા પ્રતિનિધિ શુલ્ક રૂ. ૩૦૦ ભરવાના રહેશે. કુલ રૂ. ૭૦૦ થશે. વિદ્યાર્થીઓએ રૂ. ૩૦૦ ભરવાના રહેશે. (કાર્યક્રમનો અહેવાલ રજૂ કરનાર વિદ્યાર્થીને પ્રમાણપત્ર આપવામાં આવશે.) ભોજન-ઉતારા અને પ્રતિનિધિ શુલ્ક તા. ૧૫-૧૨-૨૦૧૬ સુધીમાં પરિષદ કાર્યાલય, અમદાવાદમાં ભરી દેવાથી વ્યવસ્થા સરળ થશે. ત્યાર બાદ સ્વીકારવામાં આવશે નહીં.

વ્યવસ્થામાં સહાયભૂત થવા ઉપરની તારીખ સુધીમાં આપની ડેલિગેટ ફી ભરાઈ જાય તે ઇચ્છનીય છે. ત્યારબાદ સ્થળ પર ભરનારે દોઢો ચાર્જ ચૂકવવાનો રહેશે.

## સાહિત્યવૃત્ત

ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ દ્વારા અનેકવિધ વિષયો પર વ્યાખ્યાનો યોજવામાં આવે છે. એ સંદર્ભમાં તા. ૧૨-૧૦-૨૦૧૬ના રોજ વિશ્વકોશભવનમાં શ્રી હિનાબહેન સક્સેનાએ 'સુખ અને આનંદની પ્રાપ્તિ' વિશે વ્યાખ્યાન આપ્યું હતું.

વિશ્વકોશ લલિતકલાકેન્દ્ર કાવ્યશ્રેણી અંતર્ગત તા. ૧૮-૧૧-૨૦૧૬ના રોજ ગુજરાત વિશ્વકોશભવનમાં શ્રી રઘુવીર ચૌધરીનાં ગીતોની પ્રસ્તુતિ અમર ભટ્ટ અને ગાર્ગી વોરાએ કરી હતી. અને કવિ સાથે પ્રશ્નોત્તરી હિના શુક્લએ કરી હતી. આ પ્રસંગે શ્રી અમર ભટ્ટ દ્વારા સ્વરાંકિત 'ગીત ગગનનાં' અને 'શબદનો અજવાસ' નામના બે આલ્બમનું વિમોચન કરવામાં આવ્યું હતું.

ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટના લલિતકલા કેન્દ્રના ઉપક્રમે તા. ૧૯-૧૦-૨૦૧૬ના રોજ વિશ્વકોશભવનમાં ઋત્વિક ઘટકની યાદગાર ફિલ્મ 'મેઘે ઢાકા તારા'નું રસદર્શન અને એના કેટલાક અંશોની પ્રસ્તુતિ શ્રી સુભાષ શાહે કરી હતી.

ભાવનગર ગદ્યસભાના રજતપર્વની ઉજવણીના ભાગ રૂપે 'ગદ્યસભા' અને 'સાહિત્યવર્તુળ' ગુજરાતી ભાષા-સાહિત્યભવન, મહારાજ કૃષ્ણકુમારસિંહજી ભાવનગર યુનિવર્સિટીના સંયુક્ત ઉપક્રમે ગુજરાતી સાહિત્યના શિરમોર સર્જક લાભશંકર ઠાકરના શબ્દવૈભવને માણવાનો એક કાર્યક્રમ તા. ૨૦-૯-૨૦૧૬ના રોજ 'લા. ઠા. સરખી વાત' શીર્ષકથી યોજાયો હતો.

ભાવનગર ગદ્યસભાના ઉપક્રમે તા. ૨૭-૧૦-૨૦૧૬ના રોજ શામળદાસ કૉલેજના વિનાયક પંડ્યાભવનમાં 'પુ. લ. પાઠ' શીર્ષકથી જાણીતા સર્જક પુ. લ. દેશપાંડેની ગદ્યલીલાને માણવાનો એક કાર્યક્રમ યોજાયો હતો.

શ્રી રોહિત દવેએ ગુજરાત પુસ્તકાલય પ્રેરિત 'સાહિત્યસૃષ્ટિ'ના ઉપક્રમે યોજાયેલા 'નારી તું નારાયણી' વિશે વક્તવ્ય આપ્યું હતું.

અખિલ હિન્દ મહિલા પરિષદ બૃહદ સુરત શાખા ટ્રસ્ટના વાચકમંચના ઉપક્રમે પાંચમી સ્મિતા પારેખ સ્પર્ધા ૨૦૧૬નું પરિણામ નીચે મુજબ છે. અનુક્રમે (૧) નવલિકા સ્પર્ધામાં શ્રી સુરેશ રતિલાલ કટકિયાની વાર્તા 'કોળાંબડો'ને ઇનામ મળ્યું છે. (૨) બાળવાર્તા સ્પર્ધામાં શ્રી નલિની કે. ત્રિવેદીની બાળવાર્તા 'ખિસીબહેનનો પગ મોચવાયો'ને ઇનામ મળે છે. (૩) કવિતા સ્પર્ધામાં શ્રી ડૉ. કેશુભાઈ દેસાઈની કવિતા 'રે ગૌમાતા'ને ઇનામ મળ્યું છે. ત્રણેય સર્જકોને અભિનંદન.

## આ અંકના લેખકો

**અનંત રાઠોડ :** હિંમત છાત્રાલય, સિવિલ હૉસ્પિટલ રોડ, હિંમતનગર-૩૮૩૦૦૧

**ઊર્મિલા ઠાકર :** સી/૧૮, નીલહર્ષ એપાર્ટમેન્ટ, અંજલિ ચાર રસ્તા, સ્વામિનારાયણ ઍવન્યૂ પાસે, વાસણા, અમદાવાદ-૩૮૦૦૦૭

**કૃષ્ણાદિત્ય :** C/o. પ્રમોદ ઠાકર, ૫, પાયલ શોપિંગ સેન્ટર, જવાહરનગર, અમદાવાદ-૩૮૦૦૦૭

**ગિરિમા ઘારેખાન :** ૧૦, ઈશાન બંગલોઝ, સુરધારા, સતાધાર રોડ, થલતેજ, અમદાવાદ-૩૮૦૦૫૪

**જિતેન્દ્ર પટેલ :** એ/૧૨, જલસાગર એપાર્ટમેન્ટ, બાપુનગર, અમદાવાદ-૩૮૦૦૦૭

**તૃપ્તિ પટેલ :** ૧૬, કસ્તૂરબાનગર, નૂતન વિદ્યાલય પાછળ, વિન્ટેજ વ્યૂની પાસે, સમા, વડોદરા-૩૯૦૦૨૪

**પરિંદા પટેલ :** ૫૦, ગોમતીવાસ, નગર પંચાયત પાછળ, નાના બજાર, વલ્લભવિદ્યાનગર-૩૮૮૧૨૦

**પીયૂષ ઠક્કર :** બળવંત પારેખ સેન્ટર, બી/૩૦૨, સિદ્ધિ વિનાયક કૉમ્પ્લેક્સ, રેલવે સ્ટેશન પાછળ, ફરામજી રોડ, વડોદરા-૩૯૦૦૦૭

**પ્રફુલ્લ રાવલ :** ૩, રાજમહેલ ફ્લૅટ, આઈઓસી કૉલોની રોડ, વીરમગામ-૩૮૨૧૫૦

**પ્રવીણસિંહ ચાવડા :** ૨૧૨, વૃંદાવન વિ-૨, સૅટેલાઇટ, ૧૩૨ ફૂટ રિંગ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫

**ભરત પાઠક :** ૨૦, સ્વીટ હોમ સોસાયટી, શ્રેયસ ટેકરા, આંબાવાડી, અમદાવાદ-૩૮૦૦૧૫

**રવીન્દ્ર પારેખ :** ૧, યુનિયન ધારા, મોદી-બંગલા, અઠવાલાઇન્સ, સુરત-૩૯૫૦૦૭

**સંજુવાળા :** એ/૭૭, આલાપ ઍવન્યૂ, યુનિ. રોડ, રાજકોટ-૩૬૦૦૦૭

**સાહિલ :** 'નિશા', ૩/૧૫, દયાનંદનગર, વાણિયાવાડી, રાજકોટ-૩૬૦૦૦૨

**હરીશ ધોબી :** ગાયત્રીનગર સોસાયટી, કૅનેરા બૅન્ક પાસે, ડેરોલ સ્ટેશન રોડ, તા. કાલોલ, જિ. પંચમહાલ-૩૮૯૩૩૦

**હરીશ મહુવાકર :** ૩/એ, ૧૯૨૯, હવેલી પાસે, સરદારનગર, ભાવનગર-૩૬૪૦૦૨

વિજ્ઞાન અને અધ્યાત્મની બાહ્ય અને આંતરિક શક્તિઓને જોડનારી કડી સાહિત્યની થવાની છે. ધર્મસંપ્રદાયો અને રાજનીતિ હવે નહીં ચાલે. હવે ટકશે માત્ર વિજ્ઞાન અને આત્મજ્ઞાન. એક છે પ્રાણ અને બીજું છે જ્ઞાન. એક છે શક્તિ અને બીજી છે બુદ્ધિ. વિજ્ઞાનથી ગતિ મળશે અને આત્મજ્ઞાનથી દિશા સૂઝશે. સાહિત્ય આ બેઉ શક્તિઓને જોડવાનું કામ કરશે.

**– વિનોબા**

ધ્વનિમાંથી સ્વર સુધી આવવું, સ્વરમાંથી અક્ષર નિચોવવો, અક્ષરો ગોઠવીને શબ્દ બનાવવા, શબ્દોની કરામતથી વાક્ય સુધી પહોંચવું. આ ક્રિયા પૃથ્વી પરના કરોડો જીવોમાંથી માત્ર મનુષ્ય જ આત્મસાત્ કરી શક્યો છે; અને એક મનુષ્ય બોલે, બીજો સાંભળે, સમજે, પછી બીજો બોલે અને પહેલો સાંભળે, સમજે, આ અદ્ભુત સંવાદિતા પૃથ્વી પરની ઉત્ક્રાંતિનો સૌથી અભૂતપૂર્વ અશ્રુતપૂર્વ ચમત્કાર છે.

**– ચન્દ્રકાન્ત બક્ષી**

વિદ્યા પરિપક્વતા આપે તો જ ધન્ય કહેવાય, અર્થાત્ વ્યક્તિ ધીર-ગંભીર બને. ચંચળતા કે ઉછાંછળાપણું ન રહે. ઠરેલ માનસવાળો થાય તો વિદ્યાની શોભા કહેવાય.

**– સ્વામી સચ્ચિદાનંદ**

અધ્યાપન હોય કે અધ્યયન, પણ તેનો પરિપાક સાહિત્યસર્જનમાં થવો જોઈએ એવું ધ્યેય પંડિત સુખલાલજીએ રાખ્યું હતું.

**– અવંતિકા ગુણવંત**

સાચી વાત કહું તો હું મને પોતાને એક લેખક કરતાં સાહિત્યનો વાચક કહેવડાવવાનું વધારે પસંદ કરું છું. વિદ્યાર્થી અવસ્થાથી મને જો કોઈ પ્રિય ચીજ રહી હોય તો તે ચોપડી છે. વાંચનની લત નાનપણથી આજ સુધી અક્ષુણ્ણ રહી છે.

**– ભોળાભાઈ પટેલ**

શિક્ષક તરીકે કે સંશોધક તરીકેની પદ્ધતિસરની તાલીમ મેં ક્યાંય નથી લીધી. અથડાતા-કુટાતા હું શીખ્યો છું.

**– ડૉ. પ્ર. ચુ. વૈદ્ય**

: સ્થાનસમર્પિત :

**ડૉ. અરુણ જે. કક્કડ**

એસોસિએટ પ્રોફેસર, હેડ ઑફ ગુજરાતી ડિપાર્ટમેન્ટ, દેવમણિ કૉલેજ, વિસાવદર

## કવિ શ્રી સુન્દરમ્‌ના નવા કાવ્યસંગ્રહો

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | પલ્લવિતા | ૧૯૯૫ | ૮+૩૫૬ | રૂ. ૧૬૦ |
| ૨. | મહાનદ | ૧૯૯૫ | ૭+૧૯૩ | રૂ. ૮૦ |
| ૩. | પ્રભુ-પદ | ૧૯૯૭ | ૧૩+૪૪૧ | રૂ. ૨૨૫ |
| ૪. | અગમ નિગમા | ૧૯૯૭ | ૧૧+૨૯૨ | રૂ. ૧૫૦ |
| ૫. | પ્રિયાંકા | ૧૯૯૭ | ૧૧+૩૬૭ | રૂ. ૧૫૦ |
| ૬. | નિત્યશ્લોક | ૧૯૯૭ | ૧૨+૧૮૮ | રૂ. ૧૦૦ |
| ૭. | નયા પૈસા | ૧૯૯૮ | ૧૩+૩૩૩ | રૂ. ૧૭૫ |
| ૮. | વરદા | ૧૯૯૮ | ૧૯+૫૨૯ | રૂ. ૨૫૦ |
| ૯. | ચક્રદૂત | ૧૯૯૯ | ૯+૨૫૯ | રૂ. ૧૨૫ |
| ૧૦. | લોકલીલા | ૨૦૦૦ | ૧૩+૨૫૨ | રૂ. ૧૦૦ |
| ૧૧. | દક્ષિણા-૧ | ૨૦૦૨ | ૧૭+૩૨૩ | રૂ. ૫૦ |
| ૧૨. | મનની મર્મર | ૨૦૦૩ | ૧૦+૩૮૭ | રૂ. ૫૦ |
| ૧૩. | ધ્રુવયાત્રા | ૨૦૦૩ | ૧૨+૩૪૫ | રૂ. ૫૦ |
| ૧૪. | ધ્રુવચિત્ત | ૨૦૦૪ | ૧૭+૨૭૪ | રૂ. ૫૦ |
| ૧૫. | ધ્રુવપદે | ૨૦૦૪ | ૧૧+૨૫૩ | રૂ. ૫૦ |
| ૧૬. | શ્રીમાતાજીના સાન્નિધ્યમાં-૧ | ૨૦૦૫ | ૧૬+૩૨૦ | રૂ. ૨૦૦ |
| ૧૭. | શ્રીમાતાજીના સાન્નિધ્યમાં-૨ | ૨૦૦૫ | ૧૬+૩૭૦ | રૂ. ૨૦૦ |
| ૧૮. | શ્રીમાતાજીના સાન્નિધ્યમાં-૩ | ૨૦૦૬ | ૩૨+૩૧૭ | રૂ. ૨૫૦ |
| ૧૯. | મંગળા-માંગલિકા | ૨૦૦૭ | ૨૮+૨૩૮ | રૂ. ૧૫૦ |
| ૨૦. | તું ક્યાં... હું ક્યાં !? | ૨૦૦૮ | ૨૮+૩૦૫ | રૂ. ૨૫૦ |
| ૨૧. | સ્વાગતમ્ ગીતવાહીને | ૨૦૦૯ | ૧૬+૨૦૭ | રૂ. ૧૫૦ |
| ૨૨. | ‘સાવિત્રી’ના કાવ્યખંડો | ૧૯૯૫ | ૨૪+૪૭૩ | રૂ. ૩૦૦ |
| | (અનુવાદ : શ્રી અરવિન્દના મહાકાવ્ય Savitriમાંથી, મૂળ અંગ્રેજી સાથે.) | | | |
| ૨૩. | દક્ષિણા-૨ | ૨૦૦૨ | ૧૮+૬૭૬ | રૂ. ૫૦ |
| | (અનુવાદ : શ્રી અરવિન્દના Last Poems, More Poems, Collected Poemsમાંથી, મૂળ અંગ્રેજી સાથે.) | | | |

***આ તમામ સંગ્રહોનાં પ્રાપ્તિસ્થાન :***

૧. ગ્રંથવિહાર, ગુજરાતી સાહિત્ય પરિષદ, ટાઇમ્સ ઑફ ઇન્ડિયા પાછળ, આશ્રમમાર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૯

૨. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળનાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧

## આપણાં સુખ-દુ:ખ તુલનાનાં !

વિચાર કરતાં એમ લાગે કે આ તુલનાશક્તિની તો કેવી ખૂબી છે !

મનમાં એક વિચાર ચાલતો હતો, મોં મલકાતું હતું. પોતાની જાતને મોટી સમજતો હતો, સુખી માનતો હતો. અચાનક જ કાંઈ યાદ આવ્યું; તેની સાથે સરખામણી થવી શરૂ થઈ. મોં પડી ગયું ! સુખ રાખ થઈ ઊડી ગયું. દુ:ખના વિચારોથી મન હવે કડવું થઈ ગયું. મનમાં પીડા ઊપડી. અજંપો થયો. દેહમાં વેદના થઈ આવી... એવામાં બીજું કંઈ યાદ આવ્યું. કોઈકે આવી વધુ દુ:ખી માણસની વાત કરી. એ સાંભળી મનને સારું લાગ્યું ! પેલી વેદના ઓસરવા લાગી.

શું છે આ ? તુલનાની આ તે કેવી તાકાત ?

મેળામાં મહાલવા એક માણસ જતો હતો. મસ્તીભરી ચાલ હતી અને ગળામાંથી ગીતોના સૂર રેલાતા હતા. એવામાં રસ્તે ઉતાવળે ચાલતા માણસોના પગ પર નજર પડી. અનેક નર-નારીને એ જાત જાતનાં પગરખાં પહેરીને જતાં જોયાં. રે નસીબ ! મસ્તીનાં ગીતો વરાળ થઈ ઊડી ગયાં ! હાય રે ! મારા પગમાં કાંઈ નહીં ? હું ઉઘાડપગો ! અટકી ગયો. મોળો પડી ગયો. દુ:ખી દુ:ખી થઈ ગયો ! આગળ વધતાં, ચકડોળ પાસે એક ઠેલણગાડીમાં સૂતેલો માણસ જોયો. આને તો પગ જ ન હતા ! તેને જોયો અને થયું : હાશ ! મને પગ તો છે ! મલકાયો. મનને ઘેરી વળેલો વિષાદ દૂર થયો.

આપણે, આપણાં સુખ-દુ:ખને કશીયે સરખામણી વિના તેના સ્વરૂપને પામીએ અને સ્વીકારીએ તો કેવું સારું ? જ્યારે તુલના કરીએ છીએ ત્યારે જ ઉપાધિ આવે છે ! આમ, આપણાં સુખ-દુ:ખ વાસ્તવિક છે જ નહીં. કશી તુલના વિના જ જો સુખ-દુ:ખનો વિચાર કરીએ તો કેવું સારું. અરે ! આપણે કોઈને સારા કે ખોટા કહીએ છીએ એ પણ અન્યની સરખામણીએ જ ને ?

હવે, તુલનાના કશા વળગણ વિના વિચારવાની ટેવ પાડવા જેવી છે.

તુલના બધે ખપની નથી.

(પાઠશાળા) **– પ્રદ્યુમ્નસૂરિ**

| | | |
|---|---|---|
| ઉમાશંકરનો વાગ્વૈભવ : ખંડ 1 કાવ્યસર્જન (2008) | ચંદ્રકાન્ત શેઠ | 220 |
| ઉમાશંકરનો વાગ્વૈભવ : ખંડ 2 ગદ્યસર્જન (2008) | ચંદ્રકાન્ત શેઠ | 200 |
| ઉમાશંકરનો વાગ્વૈભવ : ખંડ 3 વિવેચન (2008) | ચંદ્રકાન્ત શેઠ | 220 |
| વિવેચક ઉમાશંકર (2003) | ચંદ્રકાન્ત ટોપીવાળા | 30 |
| વીક્ષા અને નિરીક્ષા (1981) | નગીનદાસ પારેખ | 30 |
| વિદ્યાબહેન નીલકંઠ : ગુજરાતના નારીચેતનાનાં અગ્રેસર (2015) | સં. સુકુમાર પરીખ | 600 |

ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ : ગ્રંથ 1થી 7

| | | |
|---|---|---|
| ગુજરાતી..... ગ્રંથ 1 (ઈ. 1150-1450) પ્ર.મુ. 2015 | સં. રમણ સોની | 210 |
| ગુજરાતી..... ગ્રંથ 2 : ખંડ 1 (ઈ. 1450-1650) પ્ર.મુ. 2015 | સં. રમણ સોની | 280 |
| ગુજરાતી..... ગ્રંથ 2 : ખંડ 2 (ઈ. 1650-1850) પ્ર.મુ. 2015 | સં. રમણ સોની | 250 |
| ગુજરાતી..... ગ્રંથ 3 : દલપતરામથી કલાપી (બી.આ.2011) | સં. રમણ સોની | 420 |
| ગુજરાતી..... ગ્રંથ 4 : ન્હાનાલાલથી મેઘાણી (બી.આ.2011) | સં. રમણ સોની | 390 |
| ગુજરાતી..... ગ્રંથ 6 : (ઈ. 1995-1935) ગાંધીયુગીન-અનુગાંધીયુગીન ગદ્યસર્જન (બી.આ. 2011) | સં. રમેશ ર. દવે | 470 |
| ગુજરાતી..... ગ્રંથ 7 : (ઈ. 1910-1935) સ્વાતંત્ર્યોત્તર યુગ-1 (2015) | સં. રમેશ ર. દવે, પારુલ કંદર્પ દેસાઈ | 415 |

| | | |
|---|---|---|
| ગુજરાતી સાહિત્યકોશ ખંડ 1 (1989) | સં. જયંત કોઠારી | 400 |
| ભીલી-ગુજરાતી શબ્દકોશ (2006) | શાંતિભાઈ આચાર્ય | 55 |
| ગુજરાતી લેખિકાસૂચિ : 1900થી 2008 (2009) | સં. દીપ્તિ શાહ | 90 |
| ગુજરાતી ટૂંકી વાર્તાકોશ (1990) | સં. ચંદ્રકાન્ત ટોપીવાળા | 75 |
| મધ્યકાલીન કૃતિસૂચિ (2004) | સં. કીર્તિદા શાહ | 240 |
| પરબસૂચિ (2007) | સં. ઇતુભાઈ કુરકુટિયા | 260 |
| સામયિક લેખસૂચિ 2006-2010 (2011) | સં. કિશોર વ્યાસ | 200 |
| વિશિષ્ટ સાહિત્ય સંજ્ઞાકોશ (2003) | ચંદ્રકાન્ત ટોપીવાળા | 35 |

| ભારતીય સાહિત્યના નિર્માતા શ્રેણી | (દરેકની કિંમત) રૂ. 35 |
|---|---|
| મણિલાલ દ્વિવેદી | નામ્મલવર |
| રમણલાલ નીલકંઠ | બસવેશ્વર |
| ધૂમકેતુ | તુકારામ |
| અજ્ઞેય | ફણીશ્વરનાથ ‘રેણુ’ |
| | હજારીપ્રસાદ દ્વિવેદી |

## ધ્યેયની સ્પષ્ટતા ગતિને સાર્થક કરે છે

આપણે કાંઈ ને કાંઈ પુરુષાર્થ તો રોજ કરતા જ રહીએ છીએ, પણ એ પુરુષાર્થની સફળતાની આધારશિલા છે : ધ્યેયની સ્પષ્ટતા.

આપણું ધ્યેય સ્પષ્ટ હોય તો જ, તેને સામે રાખીને કરેલી ગતિ સાર્થક બને છે; એ ગતિ પ્રગતિમાં રૂપાંતર પામે છે. ધ્યેયની સ્પષ્ટતા અને તે પછી, તે માટેના પુરુષાર્થનું સાતત્ય જરૂરી છે. આ સરળ નથી. તેમાં વિઘ્ન આવે તોપણ તે ધ્યેયનો વિકલ્પ ન સ્વીકારવો. ધ્યેયપ્રાપ્તિની તીવ્રતા એ વિઘ્નોને વિખેરી નાખે છે; ઓળંગી જવાનું બળ આપે છે.

માટે, ધ્યેય સિદ્ધ ન થાય ત્યાં સુધી અવિરામપણે મંડ્યા રહેવું તે સિદ્ધિની પૂર્વશરત છે.

ગામ જવા નીકળ્યા, પણ થોડું ચાલીને જો બીજી દિશાના ગામે જવા વિચાર્યું, એટલે વિઘ્ન શરૂ ! તેથી ધ્યેયની સ્પષ્ટતાની જેમ નિશ્ચલતા પણ તેટલી જ જરૂરી છે. તેમાં ચંચળતા ન ચાલે. નિર્ણય લેતાં પહેલાં ‘આ કે તે’ વિકલ્પ ભલે શોધ્યા કરીએ – એ ચાલે. પણ પછી નહીં.

તે નિર્ણય પછી તબક્કો ગતિનો આવે છે. ગતિ જ પ્રગતિનું રૂપ લે છે અને ધાર્યા ગામ અને ઠામ પહોંચાય છે. માત્ર ચાલવાથી ગામ નથી પહોંચાતું, પણ જે ગામ જવું છે તે ગામની દિશામાં ચાલવાથી તે ગામ પહોંચાય છે – જરૂર પહોંચાય છે.

ધ્યેયની સ્પષ્ટતા ગતિને સાર્થક કરે છે.

(પાઠશાળા) **– પ્રદ્યુમ્નસૂરિ**

## ગુજરાતી સાહિત્ય પરિષદનાં મહત્ત્વનાં પ્રકાશનો



### ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ, ગ્રંથ : ૭

**(ઈ. ૧૯૧૦-૧૯૩૫)**

સ્વાતંત્ર્યોત્તર યુગ-૧

**સં. રમેશ ર. દવે, પારુલ કંદર્પ દેસાઈ**

પાકું પૂઠું, પૃ. ૬૩૨, કિં. રૂ. ૪૧૫/-

'ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ' ગ્રંથશ્રેણીના આ સાતમા ભાગમાં સ્વાતંત્ર્યોત્તર યુગના સમયગાળાના સર્જકો અને કૃતિઓ વિશે વિચારણા થઈ છે. અનેક વિદ્વાનોના સહયોગથી તૈયાર થયેલો આ માતબર ઇતિહાસગ્રંથ વિદ્યાર્થીઓ તથા અભ્યાસીઓને ઉપયોગી નીવડશે.

### વિદ્યાબહેન નીલકંઠ
### ગુજરાતની નારીચેતનાનાં અગ્રેસર

**સં. સુકુમાર પરીખ**

પાકું પૂઠું, પૃ. ૭૨૦, કિં. રૂ. ૬૦૦/-




શ્રીમતી વિદ્યાબહેન નીલકંઠ ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસનું એક સુવર્ણપૃષ્ઠ છે. જીવનભર અનેક સીમાચિહ્નો રચતા રહેલાં વિદ્યાબહેન નીલકંઠ રચિત સાહિત્ય અને એમને વિશે વિવિધ નિમિત્તે લખાયેલા સાહિત્યને નિઃશેષપણે પ્રસ્તુત કરતો આ બૃહદ્ સંપાદનગ્રંથ અનેક જિજ્ઞાસુઓ અને અભ્યાસીઓ માટે મહત્ત્વનો સંદર્ભગ્રંથ બની રહેશે.

## ગુજરાતી સાહિત્ય પરિષદનાં મહત્ત્વનાં પ્રકાશનો




### શ્રેષ્ઠ સુન્દરમ્

સં. સુધા પંડ્યા, પિનાકિની પંડ્યા
પાકું પૂઠું, પૃ. ૪૫૫, કિં. રૂ. ૪૦૦/-

શકવર્તી સાહિત્યકાર કવિ સુન્દરમે એકાધિક સાહિત્ય-સ્વરૂપોનું ખેડાણ કર્યું છે. એમનાં વિપુલ સાહિત્યરાશિમાંથી સંપાદકોએ કેટલીક ઉત્તમ કૃતિઓ અને લેખોનું ચયન કરીને આ સંપાદનગ્રંથ તૈયાર કર્યો છે. સાહિત્યરસિકોને અને અભ્યાસીઓને આ સંપાદન ઉપયોગી થશે એવી આશા છે.

### પરિવાર કાવ્યો

સં. ડૉ. શ્રદ્ધા ત્રિવેદી, ડૉ. ઊર્મિલા ઠાકર
પાકું પૂઠું, પૃ. ૨૫૬, કિં. રૂ. ૩૨૦/-

ભારતીય સંસ્કૃતિની સુષમાથી સભર પારિવારિક સંબંધો વિશે અનેક કાવ્યો લખાયાં છે. આ કાવ્યોમાંથી કેટલાંક યાદગાર અને વિશિષ્ટ કાવ્યોનું ચયન કરીને સંપાદકોએ આ સંપાદનગ્રંથ તૈયાર કર્યો છે. કાવ્યરસિકોને માટે આસ્વાદ્ય બની રહે એવી વૈવિધ્યપૂર્ણ કવિતાઓનું આ સંપાદન સૌને ગમશે.



